वेदोऽखिलो धर्ममूलम् । वेदो नित्यमधीयताम् । वेदाः वयं वः शरणं प्रपन्नाः । वेदो ये नः परं धनम् ।



## અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ શ્રી ગોવિંદ દીક્ષિત પુણ્યસ્મૃતિ સ્મરણ સમિતિ (રજિ.)

*"Sri Govinda Deekshita Ghatika Sthanam"*

29-30, East Iyen Street (Entrance at Yagasalai St.), KUMBAKONAM.
Tamil Nadu - 612 001. India
Tel. No. Off : (0435) 2401789, 2425948 Patasala : 2401788, 2422866
E-mail : rajavedapatasala@dataone.in
Website : www.rajavedapatasala.org

### વેદો અને શાસ્ત્રોના, પ્રાચીન ગુરુકુળ પદ્ધતિ દ્વારા, રક્ષણાર્થે જાહેર નિવેદન

શ્રી રાજા વેદ કાવ્ય પાઠશાળા, કુંભાકોણમની સ્થાપના ૧૫૪૨માં સુવિખ્યાત વહીવટકર્તા-સંચાલક સંત અદ્વૈત વિદ્યાચાર્ય મહારાજા સાહેબ ભગવાન શ્રી ગોવિંદ દીક્ષિદર દ્વારા પવિત્ર નદી કાવેરીના તટે વેદ અને શાસ્ત્રોના પ્રસાર માટે કરવામાં આવી છે. તેઓએ તંજાવુરના નાયક રાજાઓનું સતત ત્રણ પેઢી સુધી પ્રધાનપદ શોભાવ્યું છે. તામિલનાડુમાં જ આ એકમાત્ર પાઠશાળા છે જે પાછલાં ૪૭૧ વર્ષથી અવિતરપણે કાર્ય કરી રહી છે. જ્યાં ઋગ્વેદ, કૃષ્ણ અને શુક્લ યજુર્વેદ અને સામવેદ પ્રાચીન પરંપરાનુસાર અભ્યાસક્રમ શીખવાય છે. વિદ્યાર્થીઓને ૮થી ૧૨ વર્ષની વયથી શીખવાય છે ૬થી ૧૦ વર્ષ પર્યંતના આ અભ્યાસકાળમાં વિદ્યાર્થીના આવાસ, ભોજન તેમ જ વસ્ત્રાદિ તેમ જ યાત્રાભાડુંની વ્યવસ્થા કરવામાં આવે છે. હાલમાં અહીં ૧૫૫ વિદ્યાર્થીઆને ૧૪ અધ્યાપકો કેળવણી શિક્ષા આપે છે.

વૈદિક અભ્યાસ બાદ તેઓને શાસ્ત્રો અને વેદોના ઉચ્ચ અભ્યાસ માટે પાઠશાળાના વિદ્વાન અધ્યાપકો દ્વારા પ્રોત્સાહન અપાય છે.

તા. ૨૧-૬-૨૦૦૪ના રોજ નવી પાઠશાળા શ્રી ગોવિંદ દીક્ષિદર ઘટિકા સ્થાનમ્ (૧૩,૫૦૦ ચો. ફૂટ)ના મકાનનું અર્પણ કાંચી કામકોટી મઠના શંકરાચાર્ય પ.પૂ. શ્રી જયેન્દ્ર સરસ્વતીના શુભહસ્તે થયું.

પાઠશાળાના વધતા જતા ખર્ચને પહોંચી વળવા નીચે પ્રમાણેનાં દાન સ્વીકારાય છે. તમારા પત્ર/ઈમેલમાં સરનામા સાથે ફોન નંબર, STD કોડ અને મોબાઈલ નંબર લખવા વિનંતી. દાનની રકમ આવકવેરાની ૮૦-G કલમાનુસાર કરમુક્ત છે.

| યોજના | દાનની રકમ | સ્થાયી થાપણ (જમા રકમ) |
|---|---|---|
| વિદ્યાર્થી ભોજન. સાદું (સમારાધન) | રૂ ૭૦૦/- | રૂ. ૯,૦૦૦/- |
| વિશિષ્ટ ભોજન | રૂ. ૨,૫૦૦/- | રૂ. ૩૦,૦૦૦/- |
| દાળ-ભાત : (૭૫ કિલો) | રૂ. ૧,૬૦૦/- | રૂ. ૨૦,૦૦૦/- |
| વેદ અને શાસ્ત્રના અભ્યાસ શિક્ષણ/રક્ષણાર્થે (વિદ્યાર્થી દીઠ) | રૂ. ૧૨,૦૦૦/- પ્રતિ વર્ષ | ૧,૫૦,૦૦૦/- |

ક્રોસ ચેક, ડિમાંડ-ડ્રાફ્ટ, A.V.M.S.G.D.P.S. Samithi કુંભાકોણમ્ ખાતે કરી મોકલવા વિનંતી. (પત્રવ્યવહાર ઉપરના સરનામે પ્રમુખ કે ખજાનચી પ્રતિ કરવો.)

# અનહદ બાની



❑ સુભાષ ભટ્ટ

**વિ**શ્વમાં જીવનશૈલીની અનંત ધારાઓ છે. કદાચ, માનવસભ્યતામાં સૌથી પ્રાચીન ધારા છે; ચાલનારાઓની, ચાલી નીકળનારાઓની, ચાલ્યા કરનારાઓની. જાણે કે જીવનનું અંતિમ સત્ત્વ છે; ચરૈવેતી-ચરૈવેતી! જ્ઞાનનું સ્થાન કદાચ ગ્રંથાલયો, સંગ્રહસ્થાનો અને વ્યાખ્યાનખંડોમાં હશે પણ ડહાપણ તો શેરીમાં, બજારમાં, સંબંધોમાં અને જીવન વચ્ચે જ છે. આવો મળીએ એક દસમી સદીના ઝેન બૌદ્ધ સાધુ હોતેઈને...

તેને લોકો સુખ અને સંતોષના પ્રતીક તરીકે 'લાફિંગ બુદ્ધા' કે મૈત્રેય તરીકે પણ ઓળખે છે. ગોળમટોળ, હસ્યા કરતો અને ફરતો રહેતો સાધુ. ખભે કંતાનનો થેલો, તેમાં જીવન આખું રાખતો - બાળકોને તેમાંથી ભાગ વહેંચતો અને સીમમાં તેમની સાથે રમી લેતો. આ ભાગ સાથે તે સ્નેહ અને સ્મિત પણ વહેંચતો. શેરીની-શેરીમાં જ પાઠશાળા. તેની સાથે નહીં શિષ્યો કે શાસ્ત્રો. તે સત્ય ન'તો શોધતો પણ હા દિવસ સુંદર રીતે વિતાવતો. એકવાર એક અન્ય સાધુ મારગમાં મળી ગયોઃ

સાધુ - ઝેનનું મૂલ્ય શેમાં છે?

હોતેઈ - (ઉત્તર રૂપે) કોથળો ખભેથી ઉતાર્યો,

સાધુ - ઝેનની પ્રાપ્તિ કે સાર શેમાં છે?

હોતેઈ - (ઉત્તર રૂપે) કોથળો ખભે નાખીને ચાલતો થાય છે.

સવાલનો જવાબ બે રીતે આપી શકાય છેઃ હા અથવા નામાં પણ ઝેન પાસે ત્રીજો જવાબ છે, હસતાં હસતાં ચાલ્યા જવામાં. તેના થેલો ઉપાડવા અને ઉતારી દેવાની વચ્ચે કશુંક છે. થેલામાં શબ્દો, સત્યો, સંબંધો અને સ્મરણો ભરો તો સંસાર છે અને સ્નેહ-સ્મિત વહેંચતા ફરો તો સાધુત્વ છે, નિર્વાણ છે. કોથળો લઈને ઘરે આવો તો વૈતરું છે, માત્ર અજ્ઞેય તરફ ચાલ્યા કરો તો સંન્યાસ છે. ખાનાબદોશી એક અવસ્થા છે.

❑❑❑

૧૧૫



**आ नो भद्राः क्रतवो यन्तु विश्वतः।**

દરેક દિશાએથી અમને શુભ અને સુંદર વિચારો પ્રાપ્ત થાઓ - ઋગ્વેદ ૧-૮૯-૧

# નવનીત સમર્પણ

**જીવન, સાહિત્ય અને સંસ્કારનું માસિક**

**વર્ષ : ૪૧ અંક: ૧૧, માર્ચ ૨૦૨૧**

**સંસ્થાપકો :**

**કનૈયાલાલ મુનશી**

**શ્રીગોપાલ નેવટિયા**

**સમર્પણ : સ્થા. ૧૯૫૯**

**નવનીત : સ્થા. ૧૯૬૨**

**સંપાદકઃ**

**દીપક દોશી**

**વરિષ્ઠ ઉપ-સંપાદક**

**અનસૂયા સિંધાત્રા**

**પૃષ્ઠસજ્જા : યોગેશ પટેલ**

**પ્રકાશક :**

**પી. વી. શંકરનકુટ્ટી**

**કાર્યાલય :** ભારતીય વિદ્યા ભવન,

કુલપતિ મુનશી માર્ગ, મુંબઈ-૪૦૦ ૦૦૭.

E-mail : deepsamarpan@yahoo.com

website : www.bhavans.info

**રવાનગી વિભાગ :**

૨૩૫૩૦૯૧૬, ૨૩૫૧૪૪૬૬

લવાજમના દરો : એક વર્ષ : રૂ. ૩૦૦, બે વર્ષ : રૂ. ૫૮૦, ત્રણ વર્ષ : રૂ. ૮૫૦, પાંચ વર્ષ : રૂ. ૧,૪૦૦, દસ વર્ષ : રૂ. ૨,૮૦૦ ❑ વિદેશમાં એક વર્ષના : દરિયાઈ માર્ગ : રૂ. ૧,૫૦૦ હવાઈ માર્ગે : દરેક દેશમાં : રૂ. ૨,૬૦૦ ❑ ચેક/ડ્રાફ્ટ 'ભારતીય વિદ્યા ભવન'ના નામે મોકલવો.



# મુનશીવાણી

## ઈતિહાસનું પરિવર્તનબિંદુ

**મારા નવયુવાન મિત્ર,**

ચીની આક્રમણનો પ્રથમ પ્રભાવ એકતાના પ્રશ્નો પર પડ્યો. કોમવાદ, ભાષાવાદ વગેરેનાં ખંડનાત્મક વલણો અદશ્ય ન થયાં હોય તોયે આસરી ગયાં છે. જો લોકોમાં તાકીદની પરિસ્થિતિ અંગેની જાગૃતિ વિકસતી રહે તો આ ખંડનાત્મક વલણો તેની ગતિ ગુમાવી બેસે.

સંરક્ષણપ્રવૃત્તિઓને કારણે દેશભરમાં સામાજિક ગતિશીલતા વધવાની જ પરિણામે પ્રાદેશિક તીક્ષ્ણતાઓ ઘસાઈ જવાની. સામાજિક વલણોમાં બાંધછોડને વિશેષ અવકાશ મળશે. નવા માણસો અને નવા વિચારો ઝળકી શકશે.

આપણા ઉદ્યોગ તેમ જ આપણા વહીવટીતંત્રમાં રહેલી અદક્ષતાને દેશવટો આપવો જ રહ્યો. આપણે મંદગતિ અને આરામપ્રિય સ્વભાવ તજીને વિલંબિત કાળ સુધી તંગ અવસ્થામાં કામ કરવાની આદત કેળવવી પડશે.

પ્રધાનો અને તેમના શ્રીમંત ટીકાકારો પોતે કરકસરની વાત કરે છે અને ઠાઠમાઠથી રહેતા હોય છે. આપણે ભારે શ્રમ કરવાની વાત કરીએ છીએ અને રજાઓ વધારતા જઈએ છીએ. થોડા સમય પહેલાં હું દિલ્હી હતો ત્યારે મને ખબર પડી કે એ અઠવાડિયામાં અર્ધા કરતાં વધુ દિવસો રજાના હતા. મોટા ભાગના પ્રધાનો તેમનાં કામકાજ નિરાંતે જ કરતા હોય છે.

આ તાકીદની પરિસ્થિતિ આપણને મૂળમાંથી હલાવી શકી નથી. 'કોઈક આપણા પર કરકસર ઠોકી બેસાડે,' એવું ઝંખતી મનઃસ્થિતિમાંથી સક્રિય જાગૃતિની ભૂમિકા પર આપણે પહોંચવું જોઈએ.

સંરક્ષણની તૈયારીઓને કારણે અર્થકારણને જે આંચકાઓ લાગે છે એને લીધે વ્યાપક રુશ્વતખોરી, કાળાબજાર, ભેળસેળ, કરચોરી વગેરે વધશે. આવા નીતિધોરણને નીચે લાવતાં વલણો સામે પ્રજાએ સાવધ અને મક્કમ બનવું પડશે. તમામ સમાજવિરોધી અને રાષ્ટ્રવિરોધી પ્રવૃત્તિઓ સામે અસરકારક વલણ અપનાવવા માટે હિંમત વિકસાવવી જોઈએ.

**[ક્રમશઃ]**



# ટંડેલ

## ☐ હેમન્ત દવે

વહાણનો મુખ્ય ખલાસી અથવા સુકાની ટંડેલ તરીકે ઓળખાય છે. જેમ અન્ય વ્યવસાયોમાં બન્યું છે તેમ એ વ્યવસાય ઉપરથી અટક પણ આવી. *સાર્થ ગુજરાતી જોડણીકોશ*માં એની વ્યુત્પત્તિમાં સરખાવો હિન્દી ટંડલ ટંડૈલ એમ સૂચન છે. મરાઠીમાં પણ આ શબ્દ વ્યાવસાયિક માટે તેમ જ અટક તરીકે પણ પ્રયોજાય છે પણ કોશે એનો નિર્દેશ આપ્યો નથી. આની સાથે દ્રાવિડી ભાષાના શબ્દો સરખાવવા જેવા છે. તમિળ 'ટંટલ', મલયાળી 'ટંડેલ', કાનડી 'ટંડેલ' અથવા 'ટિંડલ', તુળુ 'ટંડેલું', 'ટંડેલે', તેલુગુ 'ટંડેલુ' એટલે કે નાના જહાજનો સુકાની, કપ્તાન, હોડીનો નાખુદા, વગેરે (સર. બરો અને એમનો પ્રવિષ્ટિ ૩૦૪૯).

આ ઉપરથી લાગે છે કે કાં તો આ શબ્દની વ્યુત્પત્તિ ક્ષેત્રિય હોય અથવા તો ભારતીય-આર્ય ભાષાઓમાં એ શબ્દ દ્રાવિડી ભાષાઓ મારફતે આવ્યો હોય. ગુજરાતી માટે આ બન્ને શક્યતા સાચી છે.

❑❑❑

સંવાદીય

# ધરતીના છોરુનો સાદ

**☐ દીપક દોશી**


નોવાટન

**આ**જના વિશ્વની સૌથી મોટી સમસ્યા એના પરિવર્તનની ગતિમાં હોય એવું લાગે છે. જીવનની એક નૈસર્ગિક ગતિની સરખામણીમાં આજના વિજ્ઞાને જે હરણફાળ ભરી છે એણે આપણી પરંપરિત વિભાવનાઓનો ભુક્કો બોલાવી દીધો છે. સુગમતા અને સરળતાની આપણી દોટ આખરે જટિલ સમસ્યાઓ સર્જી ચૂકી છે. આભાસી સત્યોના વાવાઝોડાએ મોટાભાગનાને વાસ્તવ ભૂમિથી વિખૂટા પાડી દીધા છે. વળી વિધિની વક્રતા એ છે કે આ સમસ્યા અંગેની સભાનતાનું માધ્યમ પણ વિજાણુ યંત્રો જ બન્યાં છે. કોરોનાકાળને કંઈક અંશે સહ્ય બનાવવાનું કામ એમણે જ કર્યું છે. એટલે સુધી કે વર્ગો અને બહુમાળી શાળાઓની પ્રસ્તુતતા ઉપર પણ પ્રશ્નો ઊભા થવા માંડ્યા. સમસ્યા અને સમાધાન બન્ને પરસ્પર કવિ કલાપીની પંક્તિ ચરિતાર્થ કરી રહ્યાં છે: ''જે પોષતું તે મારતું એવો દિસે ક્રમ કુદરતી.'' જોકે મનુષ્ય પોતાની જાત સાથે જોડાય એનો કોઈ પર્યાય નથી: ''જ્યાં સુધી આત્મા તત્વ ચિન્યો નહીં ત્યાં લગી સાધના સર્વ જૂઠી.'' - નરસિંહ મહેતા.

જીવનધોરણની હોડમાં આપણે પૃથ્વીનું જે રીતે નિકંદન કાઢી રહ્યા છીએ એ જોતાં આવનારી નવી પેઢીની પ્રાકૃતિક થાપણ સુધ્ધાં આપણે હડપ કરી લીધી છે. ગાંધીજીએ સાદાઈની હિમાયત કરી, આપણે એમને સંત બનાવી સંતોષ માની લીધો. હવે જ્યારે કડવું સત્ય સંહારકારી વાસ્તવ બની સામે આવી રહ્યું છે ત્યારે એના નિરાકરણ માટેના પ્રયત્નો તરફ નજર કરવાનું મન થાય.

વૈશ્વિક વિસંવાદની સ્થિતિમાં જીવન વિશે નવો દૃષ્ટિકોણ શોધવા કોઈ ઘરબાર

છોડી સહકુટુંબ અલગારી યાત્રાએ નીકળી પડે એવું સાંભળીએ તો માની ન શકીએ પણ આ આખી જાત્રાના તમે ચશ્મદીદ ગવાહ બનો પછી તમારો છૂટકો નથી.

પતિ- પત્ની અને ત્રણ બાળકો અમેરિકન શહેરની સુખસગવડો છોડી ઉત્તર મિશિગનના હિયાવાથા જંગલમાં જાય છે. વિકાસના નામે જે થયું એ તો જોયું અને અનુભવ્યું હતું, હવે શોધ હતી પ્રાચીન સંસ્કૃતિમાં જળવાયેલાં શાશ્વત મૂલ્યોની. ત્યાં એમનો ભેટો થાય છે નોવાટન સાથે. એ ત્યાંનો મેડિસિન મેન છે: આપણો વૈદ્ય. માત્ર દર્દનો જાણનાર નથી, હાર્દનો જાણનાર મરમી પણ છે. એ કહે છે, ''જો તમારે પૂર્ણ વૈદ્ય થવું હોય તો આધ્યાત્મિક બનવું જ પડે. એના વગર તમે અધૂરા છો. એના વગર સારવાર થઈ ન શકે. હું એવા માણસને જાણું છું જે જંગલમાં પોતાની ઝૂંપડી છોડીને ક્યાંય નથી ગયો પણ મારે જાણવા હતા એ બધા સવાલોના એની પાસે જવાબ હતા. એટલે જાણવા માટે પુસ્તકોની જરૂર નથી. આપણા સૌ પાસે એવી અંતર્પ્રજ્ઞા છે જ. હું અહીં તમારી સામે બેઠો છું એ હકીકત છે એમ, હું અહીં બેઠા બેઠા અનેક સ્થળોનો પ્રવાસ કરું છું. એ પ્રવાસ આત્મા દ્વારા થતો હોય છે. આ શક્તિ સાથે હું કોઈ પણ સમયમાં જીવી શકું છું.''

આ વાત જંગલમાં બેઠેલો જોગી કહી રહ્યો છે. ગૂગલિયા માહિતીનો મહાસાગર એણે ઊલેચવાનો નથી, એની પાસે આવાં સાચાં મોતીનો ઢગલો છે.

જંગલમાં બેઠેલા આ જોગીડાનું સંવેદનતંત્ર તો જુઓ, એ કહે છે, ''હું આખી મનુષ્ય જાતિ માટે ચિંતા સેવું છું. એ જાણીને મને પારાવાર દુ:ખ થાય છે કે મનુષ્યને ખબર નથી કે એ કોણ છે. એ આભાસમાં જીવે છે. આ પરિવર્તનનો યુગ છે. મને લાગે છે કે હવે જે કંઈ ભૂલો થઈ એને સુધારવાનો યુગ આવી ગયો છે. આપણે સર્જનનો એક અંશ છીએ એ સત્ય આપણે ચૂકી ગયા છીએ. મને યાદ છે મારા બાળપણના દિવસો. મારાં માતા-પિતા સાદા મનુષ્યો હતાં. ઋતુઓ અને ઋતુઓના ફાલ સાથે જીવતાં શીખેલાં. છત અને અછત બન્નેમાં સમતા અને શાંતિપૂર્વક જીવતાં.'' આ સમતા અને શાંતિ વિલાઈ ગયા આનું કારણ પણ એ આપે છે. ''માણસ ક્યારે સ્વીકારતો થશે કે વિશ્વમાં બધાં અનિષ્ટોનું કારણ પોતે છે! અમેરિકાનું સ્વપ્ન એક ભ્રમણા છે. માણસ કેટલો ઊંચો જઈ શકે? અને જવા માટે હવે બચ્યું છે પણ શું? તમે શિખર ઉપર હોવ પછી એનાથી વધુ ઉપર જઈ શકતા નથી. પછી તો નીચે આવવાનું જ રહે છે.'' હાલ આટલું જ. પાછા મળીએ આવતા અંકે.





# ચકલીનો માળો

☐ મકરન્દ દવે

જીવન માટે એક સાધારણ દાખલો લઈએ એટલે આપણને ખ્યાલ આવે. આપણે બધાએ જોયું હશે કે ચકલી જ્યારે માળો બાંધે છે ત્યારે એક એક તરણું લઈને એ માળો બાંધે છે. ધીમે ધીમે માળો તૈયાર થાય છે અને એ માળામાં રહે છે. એનું જગત એટલે માળો, આસપાસનું ચણ મળી આવે તે, અને બચ્ચાંઓ થાય તે. આટલું ચકલીનું નાનું જગત. ચકલી માળામાં રહે છે અને નાના સરખા આકાશની આસપાસ ઊડે છે ને ફરે છે ને ચણે છે. આપણે પણ એક માળો બનાવ્યો છે. તેમાં હૂંફ લાગે છે, સલામતી લાગે છે, વિશ્રાંતિ લાગે છે. આમ આપણેય એક નાના માળામાં જ રહીએ છીએ. એથીય આગળ વિચાર આવે છે કે શરીર એ જ એક માળો છે. પક્ષી માળામાં

રહેતું રહેતું માળામય બની જાય છે, માળો જ બની જાય છે. પિંજરામાં રહ્યાં રહ્યાં પક્ષી પિંજરું જ બની જાય છે. એવો કોઈવાર પણ ખ્યાલ આવે છે કે પક્ષી માળાથી જુદું છે. હું એક નાનો સરખો માળો બાંધીને એમાં રહું છું, સલામતી માનું છું. એની આસપાસ મમત્વનો દોર વણું છું. પણ માળો એવો છે કે પવનના એક જ ઝપાટાથી ખરી પડે. ચકલીની જગ્યાએ આપણી જાતને મૂકીએ તો ખ્યાલ આવે કે આપણી જે હૂંફ, જે સલામતી, જે શાંતિ છે એ આપણે ઊભી કરેલી એક ભ્રમણા જ છે. એક નાનો સરખો માળો, એની હૂંફ કહો તો હૂંફ, સુખ કહો તો સુખ, જે પાછું ભરભર ભાંગી પડે એવું. જેની શોધમાં રોજ નીકળવું પડે, જેને સાચવી રાખવું પડે. જે અનિત્ય, અસાર, ક્ષુદ્ર, નાનકડું એવું આપણું ક્ષુદ્ર માટીનું નિવાસ સ્થાન, આપણું ખોળિયું છે. એ આપણું જીવન. જીવનમાં મોટી કરુણતા હોય તો સન્માન્ય વ્યક્તિ તરીકે જીવન પસાર કરવું હોય છે તે છે. પ્રતિષ્ઠિત વ્યક્તિ થવું, મહાજન થવું, આગેવાન થવું, નેતા થવું - મોટાભાગનાને થાય કે આવો માળો હોય તો સારું. આવો માળો રચીને પછી માળો બતાવવા લાગે છે. એ માળાનું બદ્ધ પક્ષી છે. આંખ ઉઘાડીને જોઈએ તો લાગે છે કે એક એક તરણું છે તે શૂળ છે. તેનાં પીછાં ખરી જાય છે, એને ઘાવ લાગે છે, લોહી ઝરે છે છતાં માળો છોડી શકાતો નથી કારણ કે માળા સાથે મારું મન ચોંટી ગયું છે.

ક્યારેક કોઈ પક્ષી આવીને કહે કે, 'ભાઈ, તું જે માળામાં માને છે એ સલામતી, સુખ, સગવડ, સાધન એ ઘડી-બેઘડીનું છે. ઘડી-બેઘડીમાં ઘણોબધો વખત તો તારો રુદનમાં જાય છે, તારી વ્યથામાં જાય છે, સંતાપમાં જાય છે. તો એક આકાશ છે એ નીલ, સ્વચ્છ, શુભ્ર આકાશ છે. એનાં કિરણો છે, શુદ્ધ હવા છે. ચાલ મારી હારે. હું બતાવું નિજ આવાસને, ગગન આવાસ છે.' પક્ષી પૂછે છે કે, 'ખાવાનું શું? હું ખાઉં શું?' તો બીજું પક્ષી કહે કે, 'તું જે ખાવાની ચિંતા કરે છે એ કેમ મળે છે એ તને ખબર છે? કોણ તને આપે છે એ ખબર છે? ક્યાંથી આવે છે એ તને ખબર છે?' તો પક્ષી કહે કે, 'ના, મારે ત્યાં હું લઈ આવું છું, રોજ જઉં છું. મને ખબર છે કે મારા પુરુષાર્થથી, પ્રયત્નથી જ થાય છે.' બીજું પક્ષી કહે છે કે, 'જેને તું પુરુષાર્થ કહે છે, પ્રયત્ન કહે છે એનું પ્રેરક તત્ત્વ કયું છે? કોણ તને પ્રેરણા આપે છે? કોણ તને શક્તિ આપે છે?' 'મારું તો આટલું જગત છે. ઊંડા ઊતરવાની ખબર નથી પડતી.' બીજું પક્ષી કહે કે, 'તને ખબર પડે છે કે કિરણો પર પણ જીવી શકાય છે. હવા પરેય જીવી શકાય છે. ખોરાક બદલી જાય છે ખબર

પડે છે તને? તું જેને ખોરાક માને છે એ તો તારી પૃથ્વી સાથે જોડતી એક બેડી છે. તારો ખોરાક તો તારી બેડી છે. એ ખોરાક તને ખાય છે, ખબર છે?' પક્ષી બિચારું કહે કે, 'મને ખબર નથી.' બીજું પક્ષી કહે કે, 'ચાલ બતાવું તને, એવાં પક્ષીઓ પણ છે જે પોતે હજારો જોજનની યાત્રા કરી, પ્રવાસ કરતાં આવે છે. ક્યારેય માળો બાંધતાં નથી. વંટોળિયા સામે થતાં આવે છે. જોજન પર જોજન ઠેઠ સાઈબિરીયાથી અહીંયા ઊડીને આવે છે.' તો એ પક્ષી પણ વિચારે છે કે, 'હું પણ પક્ષી છું, એ પણ પક્ષી છે. મારું તો આટલું જગત, નાનો માળો, આ ચણનું ખેતર, આ બચ્ચાં. અને આ તો વિશાળ સમુદ્ર પર જાય છે, દૂર દિશામાંથી આવ્યાં છે અને દૂર દિશામાં જાય છે અને એનો ખોરાક એને માર્ગમાં જ મળે છે. આ તો કમાલ. એના માર્ગમાં ખોરાક તૈયાર છે. એ કાંઈ ભાતું બાંધીને નથી જતાં.' આપણી જેમ આ પક્ષીઓ ભાતું લેતાં નથી. તો કઈ શક્તિ પર એ જાય છે? કયા જ્ઞાન પર એ જાય છે? કયા સાદ પર એ જાય છે? કોણ નોતરે છે એને? એ તો નોતરું આવ્યું અને નીકળી પડે છે.

આપણે એક દિવસ માળો છોડી દેવાના છીએ એ હકીકત છે. આપણે એટલું તો જાણીએ છીએ. એ માળો સલામત નથી. એને પાયો નથી છતાં આપણો આધાર એ માળો જ છે, બીજું કશું જ નથી. આ એક મોટો દૃષ્ટિભ્રમ છે, મોટી કરુણતા છે. જે લોકો એને કરુણતા કહે છે એને લોકો પાગલ માને છે, અણસમજું ગણે છે, ગાંડા ગણે છે. પણ સાચી સમજ તો માળાનો આધાર નહીં સ્વીકારવાવાળાની છે. માળો અને આકાશ. આકાશ જ પ્રેરક છે એ જાણવામાં સાચી સમજ છે. બીજી દુનિયાદારીની સમજ છે. એ સગવડ આપતી હશે પણ એ સગવડ બાંધે છે, મુક્તિ નથી આપતી, જ્ઞાન પણ નથી આપતી. અને સાચું જીવન પણ નથી આપતી. સાચું કાંઈ જ નથી આપતી. તો પછી? ચાલો આ માળો છોડીને જરા ઉડ્ડયન કરીએ, જરા ઊંચે ચડીએ. એ માટે જ્યારે પાંખો ફફડાવે છે, પોતે બાંધી રાખેલી મર્યાદાથી પર ઊડવું છે ત્યારે તત્પરતા આવે છે. જો મારી તત્પરતા છે તો મને ખબર છે કે આ માળો શું છે? આ ચણનું ખેતર અને બધું હોવા છતાં પણ મારે ઊડવું છે. પાંખ ફફડાવીને પછી પૂછીએ કે, 'ચાલ ભાઈ, કેમ ઉડાય તે મને કહે.' સંતો જેવાં કે કબીર, તુલસીદાસ, મીરાંબાઈ, નરસિંહ કહેશે કે અમે ઊડ્યા છીએ. કેવડી મોટી વાત!

પહેલા તો સંતોના શબ્દો પર, આપ્તનાં વચન પર ઊડવું પડશે કારણ કે કોઈ અનુભવ નથી. કોઈ માણસ સાચું બોલનારો હોય, પ્રમાણિક હોય

તેના પર વિશ્વાસ રાખીએ છીએ કે આ માણસ સાચો છે. એ ખોટું બોલતો નથી. આપણો હિતેચ્છુ છે. તો સંતોની વાત નહીં માનીએ? એમને શું સ્વાર્થ હતો? એમને શું આપણી પાસે લેવું હતું? એટલે સંતોનાં વચન પર શ્રદ્ધા બેસે છે. એમ થાય કે હું સંતોની વાણીના અજવાળે જઉં. શ્રદ્ધાથી પક્ષીને કિરણોનું ભોજન થાય છે? હા થાય છે. અનુભવ થાય છે. કોઈ મને એનો પ્રસાદ આપી જાય છે. એટલી શ્રદ્ધા બેસે છે કે હું ઘોર જંગલમાં હોઈશ તો પણ મારી રક્ષા કરશે. રણમાં હોઈશ તો એ પાણીનું ઝરણું બનીને વહી આવશે. આ એક મોટી ઘટના છે કે સંતો દરિદ્રતામાં, અભાવમાં, સમાજના તિરસ્કાર વચ્ચે પણ ઉજ્જ્વળ જીવી ગયા. એમને કોઈ રાજાની કે બાદશાહની સહાય નહોતી. ઊલટા તેઓ વિરુદ્ધમાં હતા. રાણા આમ તો મીરાંની વિરુદ્ધ હતો. રા માંડલિક નરસિંહ મહેતાની વિરુદ્ધ હતો. આજે રાણાને કે રા માંડલિકને યાદ કરીએ છીએ તે મીરાં અને નરસિંહને લીધે. તેમને આધારે રાજાઓનું નામ જીવતું રહ્યું છે.

રાના રુઠે નગરી રખપની
હરિ રુઠે કહાં જાવે?

તમે નાના સરખા માળામાં અધિકાર જમાવો અને સંતોને આખા વિશ્વનો નિયંતા સમ્રાટના જ દર્શન થાય, એની જ ઝાંખી થાય અને સંતોને શ્રદ્ધા બેસે તે જ્ઞાન. શ્રદ્ધા, સબળ શ્રદ્ધા, અતૂટ શ્રદ્ધા - માન્યતા નહીં. માન્યતા મનની છે જ્યારે શ્રદ્ધા હૃદયની છે. માન્યતા તો રાખવી પડે, ટકાવવી પડે. કોઈ વિરુદ્ધ બોલે તો માન્યતા તૂટી પડશે. શ્રદ્ધા તો ખુલ્લા મેદાનમાં, આકાશમાં જાય છે. શ્રદ્ધા આકાશાચારી છે, નભોવિહારી છે. શ્રદ્ધા અળસિયા જેવી નથી પણ ગરુડ જેવી છે, હંસ જેવી છે. તો એ શ્રદ્ધા અને તત્પરતા. તત્પરતા એ સંતોને વચને ચાલવાની તત્પરતા. ગીતાએ કહ્યું છે કેઃ 'શ્રદ્ધાવાન લભતે જ્ઞાનં તત્પરઃ સંયતેન્દ્રિય' - શ્રદ્ધાવાનને જ્ઞાન પ્રાપ્ત થાય છે.

ચાલ ભાઈ વિશ્વાસ બેઠો. આ સંતોનું વચન છે. સાચું વચન છે. મેં જે માળો બાંધ્યો છે એ ભલે હૂંફાળો હોય પણ તે તો કાલે ઠંડોગાર થઈ જશે. તો મારું કાંઈ નહીં રહે. સંતોની વાત પર શ્રદ્ધા બેઠી. ઉપરાંત અંતરના ઉજ્જ્વળ અને નિત્ય નિવાસની તેમણે વાત કરી - એને વૃન્દાવન કહો, સાકેત કહો કે વૈકુંઠ કહો પણ એમાં આવો. પેલું પક્ષી એમાં આવવાની વાત કરે છે. અને પાંખો ફફડાવવા પ્રયત્ન કરવો એ સાધના. પછી પાંખો ફફડી જ ઊઠશે. એને ચેન નહીં પડે. બંસીના સૂર સાંભળી ગોપીને ચેન નહોતું પડતું. વૃન્દાવન મારું ધામ, કોઈ ઘોલકું ઘર નહીં. તો શ્રદ્ધાને અજવાળે જે અંતર સ્ફૂર્તિ થાય તે જ્ઞાન. જ્ઞાન એટલે શાસ્ત્રનું વચન કે

ગીતાના શ્લોકો યાદ રાખવા એ નહીં. જ્ઞાન એટલે અંતરને અજવાળતી વસ્તુ કે જેના દ્વારા શ્રદ્ધામાં નવું તેલ પુરાય, જે નવી દૃષ્ટિ આપે. હજારવાર ભલેને કહો પણ મારો માંહ્યલો સાચી દિશા પ્રેરે છે પણ બુદ્ધિ દલીલ કરતી બેઠી રહેશે. પણ અંતરનો સાદ, અંતરસ્ફુરણા, અંતરદૃષ્ટિ છે તે બધી જ દલીલોને નિર્મૂળ બનાવી દઈને પોતાનો માંહ્યલો કહેશે તેમ કરશે. પછી તેની તત્પરતા છે, સજાગતા છે, સજ્જતા છે. દરેક પળ તત્પરતાની છે. પછી એ પોતાની માની લીધેલી જે વસ્તુ છે એને ઢાંકવા માટે ઘમસાણ નથી ઊભું કરતો પણ પોતે એનો સ્વીકાર કરવા તૈયાર થાય છે. ભલે પછી તે કઠિન હોય. એમાંથી એવું બળ મળે છે કે ઇન્દ્રિયો સંયત થાય છે. માળો બનાવનારી ઇન્દ્રિયો હતી એ પોતાની હાથે જ માળો વિખેરવા પણ પ્રયત્નશીલ થાય છે. બીજા શું વિખેરશે?

તો આપણે એક વિચાર એ કરીએ કે જે ક્ષેત્રમાં રહીએ છીએ, જે રીતે રહીએ છીએ એનાથી પર, એનાથી વધુ ઊંચું, વધુ સ્વચ્છ, વધુ સુંદર, વધુ શુદ્ધ, વધુ પવિત્ર એવું કોઈ સ્થાન હોય એના ભણી આપણી પાંખો ફફડતી થાય. જો પાંખો ફફડશે તો સહાય કરનારા હજાર હાથ મળી આવશે. તત્પર, ઉડ્ડયનની પાંખો ફેલાવનાર પંખી રહ્યું છે ને? ઉડ્ડયન કરતું સંગીત. એવી સ્થિતિમાં મનને મૂકી દઈએ. આ મનની પાંખો છે. અને હૃદયની આંખો છે એનું બળ મળી રહે છે. પછી તો નાની નાની વસ્તુ જોઈશું એમાંથી પ્રેરણા મળતી જશે. પક્ષીને માળો બાંધતાં જોશો, નાનાં પશુને પોતાની બખોલ કરતાં જોશો ત્યારે એમ થશે કે જે સ્થાનમાં પોતે સલામતી માને છે એ સલામત સ્થાન છે જ નહીં, અનાશ્રયી છે. નિર્ભય સ્થાન નથી, નિજાનંદનું સ્થાન નથી અને નિજનું સ્થાન નથી. આપણે ૐકાર ભણી જતા આપણા પગ ઉતાવળા થાય, જેમ પોતાના ઘર ભણી જતા પ્રવાસીના થાય તેમ. જેમ યાયાવર પક્ષી જાય છે તેમ આપણા વતન ભણી આપણે પાંખો ફફડાવીએ. માર્ગમાં જ ભાતું મળી રહેશે, એની ચિંતા ન કરીએ. 'અબ હમ ખૂબ વતન ઘર પાયા. નીચા ઊંચા ઘેરા મોરે મન ભાયા. અબ હમ ખૂબ વતન ઘર પાયા.' રઈદાસ કહે છે કે મારું વતન પ્રાપ્ત કર્યું. તે એવું તો સુંદર છે. નીચા ઘેરા ઊંચું નિવાસસ્થાન મારા મનમાં ભાવ્યું છે. હું નીચે નહીં રહું, હું ક્ષુબ્ધતામાં નહીં રહું. નાનાં પર્ણો એકઠાં કરીને માળો હોય એમાં નહીં રહું. હું તો આનંદધામમાં રહીશ, હું તો વૃન્દાવનમાં રહીશ, કાશીમાં નિવાસ-સ્થાન કરીશ. જ્યાં મૃત્યુની છાયા નથી, વિષાદ નથી, શોક નથી.

*પ્રાતઃપ્રાર્થના પછી મકરન્દભાઈ જે વાત કરતા હતા તેમાંથી. સં. મીનુ ભટ્ટ



## પૂર્વજ

**☐ રઘુવીર ચૌધરી**

જીવાજી ઠાકોર હમણાંથી લીંબડે ચઢ્યા નોતા,
સોનેરી અંકુરોને લીલાં પાન થતાં જોતા.
પંખીડાંના માળા ઢંકાતા, સચવાતા.

એમ તો ઠકરાણીય લીંબડે ચઢી
કુણી કુણી ડાળીઓ કાપી
ઢોરને નીરે.
ઘઉંના સૂકાંભઠ પરાળ ભેગી
લીંબડાની કડવી મીઠાશ
ગુણકારી ગણાય.

ઠકરાણીએ હાથમાં લીધું
હાથા વિનાનું ધારિયું,
જીવાજી પલકારામાં પામી ગયાઃ
લીંબડાની ખરબચડી છાલ સાથે
બાથ ભીડશે ઠકરાણીનો જુવાનજોધ દેહ-

'ના ના, હું છું ને! ખસો, તમે બેસો.'
પોતે પગ ટેકવ્યા, ચઢ્યા ત્રીજી બાથે જીવાજી.
'લાવો ઠકરાણી, ઉછાળીને આલો ધારિયું.'

બંગડી રણકી, આંખે આંખ મળી,
જીવાજી સંચર્યા થડ પરના ચોકે,
ધારિયું ઝાલી થોડા ઉપર ચઢ્યા,
માથા પર ભાળી નાગબાપાની પૂંછડી...

હાથમાં હથિયાર પછી શાનો ભો?
પણ-
ઠકરાણીએ જોયું-
નાગબાપાની નજર
ઉપલી ડાળના માળા ભણી-

હવે કરવું શું?
ડરવું કે ઊંચે ચઢવું?
નાગબાપાને મુખોમુખ મળવું?
કરડશે તો નઈ, ફૂંફાડો મારશે,
પૂર્વજ છે,
વાડની આ બાજુ વસ્યા છે.
'શું કરું ઠકરાણી?
વચ્ચેથી ખસી બાજુની ડાળીએ જાઉં?
નાગબાપાને નીચે વળવા દઉં?'

'બાપા નઈ ઊતરે નીચે,
માળા સુધી જશે, ઊંચે...
પૂર્વજ છે.
આ લીંબડો આપણે વાવ્યો નથી.
મૂળે તો એમનો,
હું સાસરે આવી એ પહેલાંનો.
માદેવજીની તોલે છે.
ભલે રહ્યા નાગબાપા એમના ગળે.
આપણે રેવું એમનાં ચરણે.'

## નિરખ્ખર થાવા

### ☐ લલિત ત્રિવેદી

ગઝલનો ભેષ લીધો છે, નિરખ્ખર થાવા નીકળ્યો છે
રે ખમ્મા, આપમાં તરબોળ અધ્ધર થાવા નીકળ્યો છે!

તૃષાઓ ઢોળવા નીકળ્યો છે પાણી ઢોળતો હો એમ
ભૂષાઓ ડીલ પર ચોળી નવસ્તર થાવા નીકળ્યો છે!

શું એના એવડાની દેન, લીધું છે દીવડાએ વેન
ઝગાવી ગોખે અખિયાતું નિરંતર થાવા નીકળ્યો છે!

છે એનો એક પગ ઘરમાં ને બીજો ગરવે ભસ્મીલો
કે ઘરને કંડારી અંદર એ કંદર થાવા નીકળ્યો છે!

ભરેલાં ભાણાંની સામે સળી મૂકી ઝગાવીને
સદાનો ઋણી સગપણદાસ સરભર થાવા નીકળ્યો છે!

તલપમાંથી તું ટીપું છાંટ એના પર, હે જોગંદર...
કે અરધાં પરધાં ગાતર લૈ એ ખપ્પર થાવા નીકળ્યો છે!

લલિત, શું જુગટું છે ભગતિ કે બાજી માંડી છે બમણી
હરી સામે મૂકી જુગતિ દરિદર થાવા નીકળ્યો છે!

## ગઝલ

### ☐ રઈશ મનીઆર

કંઈ અભણની આંખમાં ભાષા ય છે
વાંચી લેશે વિશ્વ, એ આશા ય છે
મોતના હર સાંસમાં જાસા ય છે
જીવવાના આ તરફ સાંસા ય છે
જઈ ચઢ્યો છે જ્યાં ગઝલ તું બોલવા
મંચ ઉપર ઢોલ ને ત્રાંસાં ય છે
છે શકુનિ આ સમય, એ તો ખરું
આપણા વ્યક્તિત્વને પાસાં ય છે
ભોળપણ બે આંખમાં, ત્રીજીમાં નહીં!
જે છે શંકર, એ જ દુર્વાસા ય છે
મોત! તેં મિત્રોને ભેગા તો કર્યા!
ખાસ છે, ને આમ પણ ખાસા ય છે
દાસ અત્યારે ગઝલનો છે ભલે,
આ 'રઈશ'માં એક રૈદાસા ય છે

## ગઝલ

### ☐ ભરત ભટ્ટ

**પલટાઈ જાશે!**

એકાંતમાં છો સાથે, મેળામાં એકલા છો!
એવી રીતે તમે આ દુનિયામાં એકલા છો!

ધારો કે, પંખી છો તો એવુંય ધારી લો ને!
પરભવની કોઈ ડાળે પીડામાં એકલા છો!

તરણાંથી આમ હલકાં, મેરુથી આમ ભારે
પોતાની સાથે લેખાજોખામાં એકલા છો!

કાંટા ને છાપ જેવા સાપેક્ષ છો તમે પણ
છો બેઉ બાજુ કિન્તુ સિક્કામાં એકલા છો!

ક્યારેક એવું લાગે મનમાં છે હલદીઘાટી
ક્યારેક એવું લાગે કિલ્લામાં એકલા છો!

તમને સીતા થવાનું સૌભાગ્ય સાંપડ્યું છે;
રાવણ છે આજુબાજુ લંકામાં એકલા છો!

આંધી-તૂફાન વચ્ચે સોંસરવા સળગી શકશો?
આ અંધકાર સામે દીવામાં એકલા છો!

જો બહાર આવશો તો પથ્થર બની જવાશે
છો ફ્રેમમાં પરંતુ ફોટામાં એકલા છો!

થોડાક લોક આગળ, થોડાક લોક પાછળ;
સંયોગ છે કે વચ્ચે રસ્તામાં એકલા છો!

જળમાં કમળની સાથે કાદવમાં જલકમલવત્
સરવરમાં જળનાં ટીપેટીપાંમાં એકલા છો!

કઈ બાજુ ક્યારે પગલાં આગળ વધીને જાશે
શ્રદ્ધામાં એકલાં છો, શંકામાં એકલા છો!

મણકાની એક મજા છે પ્રોવાઈને રહો તો;
જો મેર થઈ જશો તો માળામાં એકલા છો!

## ગઝલ

### ☐ રિષભ મહેતા

**એક દિવસ એકાંતે બેસી**

કર્યો સંબંધોનો સરવાળો, એક દિવસ એકાંતે બેસી,
દીધી મેં પોતાને ગાળો, એક દિવસ એકાંતે બેસી.

કોને કોને મળવામાં આ રહી ગયું મળવું પોતાને?
ચાલને જીવ! મેળવીએ તાળો, એક દિવસ એકાંતે બેસી.

મારા ઘરમાં મેળો મેળો તો પણ હું ખાલી ને ખાલી,
જોયો મેં ગરબડ ગોટાળો, એક દિવસ એકાંતે બેસી.

રોડાં રસ્તામાં નાખે છે, સરળ સફરને અટકાવે છે,
ગાંઠ અણગમાની ઓગાળો, એક દિવસ એકાંતે બેસી.

જે પરમની સાવ નિકટ છે, ટોળામાં એ મળે, વિકટ છે,
મનમાં જે ટોળું છે, ટાળો, એક દિવસ એકાંતે બેસી.

જે ટોળામાં ખોઈ બેઠા, સંભવ છે એ મળેય પાછો-
સહજ પ્રણયનો સુંદર ગાળો, એક દિવસ એકાંતે બેસી.

પોતીકા અજવાળાની જો હોય આપને તલાશ તો તો,
દીપક સાથે દિલ પણ બાળો, એક દિવસ એકાંતે બેસી.

ભીડમાં એને ગમવા લાગ્યું, મન ગમે ત્યાં ભમવા લાગ્યું,
મનને પાછું મનમાં વાળો, એક દિવસ એકાંતે બેસી.

એમ નહીં સમજાય આપને, રૂપ નહીં દેખાય આપને,
આ ગઝલની ભીતર ભાળો, એક દિવસ એકાંતે બેસી.

રંગ તરંગ સુગંધ છંદ ને સ્પંદની નવલખ છોળ ઊછળશે,
તમે મને નખશિખ નિહાળો, એક દિવસ એકાંતે બેસી.

# જુઠ્ઠાણાં

## ☐ કમલ વોરા

**(ફરી પાછાં)**

૧
એક વખત
રમત રમતમાં
બે જુઠ્ઠાણાં બાખડી પડ્યાં
વધતાં વાત વધી વકરી : મારું કે મરું
ન્યાય તોળવા
બન્ને ત્રીજા જુઠ્ઠાણા પાસે દોડી ગયાં
ત્રીજાએ પલ્લાં ગોઠવ્યાં
તોલમોલ બદલ્યાં
ત્રાજવાની સોય સીધી કરી
પણ નિવેડો ન આવ્યો
ધૂંવાંફૂંવાં ત્રિપુટી વચ્ચે
ચોથું કૂદી પડ્યું ને ભડકો કર્યો
પાંચમા જુઠ્ઠાણાએ ઘી હોમ્યું

૨
એક તો જુઠ્ઠાણાં
એમાં પાછા ઘોળી ઘોળીને કસૂંબા ચડાવ્યા
ચડી ગયાં આમલીના ઝાડે
ઝૂલવા લાગ્યાં
રાતી તૂરાશમાં ખટાશ ભળતાં જ
કેફ અડી ગયો આકાશને
ચકળવકળ થઈ ગયા ડોળા
લાંબી લાંબી ડાંફો ભરતાં
સરિયામ રસ્તા પર ખુલ્લેઆમ શરમ નેવે મૂકી
સાવ છાકટાં
બેકાબૂ
ઘૂમી રહ્યાં છે તે જુઠ્ઠાણાં
જોઈ-સાંભળી સાંભળી-જોઈને
જુઓ, સાંભળો; સાંભળો જુઓ
આપણેય તે ચકચૂર!

૩
જુઠ્ઠાણાં
આગ્રહ પર ઊતર્યાં : અમે સાચાં
સદંતર સાચાં
સોનામાં સો ટચ જેટલાં
રૂપિયામાં સોળે સોળ આની પૂરાં
સીધી લીટી કરતાં સીધાં
ધરણાં કર્યાં : તમે જુઠ્ઠા
પગથી તે માથા લગી
રગેરગ, હાડોહાડ જુઠ્ઠા
ખાસ્સી
ખેંચાખેંચ રસાકસી પછી છેવટે
છેક છેલ્લું સાચ ધરી દેવાયું
તેનાથી પારણાં થયાં
જયજયકાર ગાજ્યા

૪
જુઠ્ઠાણાં
આખી પૃથ્વીને ‘ન સત્યા’ કરી નાખવા
ખુલ્લી તલવારે
ઊતરી પડ્યાં છે
ખૂણેખૂણો ખૂંદી
તસુએ તસુ ફંફોસી રહ્યાં છે

અરેરે!
આ જુઠ્ઠાણાંની
એકાદ તલવાર તો મ્યાન થાય!

૫
ચડાવ્યાં
હાથ ચડ્યાં ગોળ દાંડીવાળાં ચશ્માં,
કાચ વિનાનાં.
જડી ગઈ
એક અર્ધ ગોળ હાથાવાળી લાકડી.
ખુશખુશાલ જુહ્રાણું
શોધી રહ્યું...
અંગ ઢાંકવા-પૂરતી પોતડી પણ મળી આવે!

## ગઝલ

☐ જગદીપ ઉપાધ્યાય

### કન્યાવિદાય

ધોળાશે દીવાલો ઘરની ધીમું ધીમું નાડ ધબકશે,
ખુશીઓની છોળોની વચ્ચે ઊંડે ઊંડે હાડ થડકશે.

કૂણા કૂણા કાળજડાને ધનથી તોળો ના વેવાઈ!,
બાપ તણા હૈયામાં એના જીવનભરના લાડ સળગશે.

નાજુક કંકુ થાપા પડતાં ફૂટશે ભીંતોને સરવાણી,
ચીતર, ચાકળા, વેલ, ઘોડલા, તોરણ અને કમાડ છલકશે.

પંખીને શું?! પંખીને તો ઊડી જાવું માયા મેલી,
લીલાં વેરાનોની વચ્ચે બે ટૌકાને ઝાડ વલખશે.

લાલ ચૂંદડીના એ રંગો વિખરાતા રહેશે આકાશે,
સવારની ઝાકળ સંભારી સાંજે પાછો પહાડ પલળશે!

## બે કાવ્યો

### ☐ પન્ના ત્રિવેદી

### સ્ત્રી અને તેની ઋતુ

હાડ થીજાવી નાખતો શિયાળો
ઊકળી ઊઠ્યો છે
ઉનાળો બનીને
અને ઉનાળો?
આ દોડ્યો પલળવા વરસાદમાં
સાવ ઉઘાડો!

બંધ થઈ ગયો છે વરસાદ પણ હવે
જોકે ઋતુ બદલાતી રહે છે
પણ સ્ત્રી અને તેની ઋતુ?
ઘરની દીવાલો એકબીજાના કાનમાં ગણગણે છે
-સ્ત્રીની ઋતુ હવે ખરવાની તૈયારીમાં છે

હા,
સ્ત્રીઓનાં કપડે ઊપસે છે ડાઘ ક્યારેક
ને તેમનાં પેટ
ઊપસે છે - બેસે છે - ઊપસે છે
અને પછી એક દિવસ
ડાઘ અને પેટ બંને સમજી જાય છે
ગણી લે છે હિસાબ ક્ષણમાં જ
-આ સ્ત્રીએ હમણાં જ ઊજવ્યો છે તેનો
પચાસમો જન્મદિવસ

દીવાલની વાતોએ જોર પકડ્યું છે હવે
-સ્ત્રીની ઋતુ ખરવાની તૈયારીમાં જ છે!

ત્યાં જ
સંભળાય છે સ્ત્રીનો અવાજ
-સ્ત્રીની ઋતુ?
તમે કરી શક્યા છો કતલ સમુદ્રની?
કાપી શક્યા છો પાણીને કદી?
હુલાવી શક્યા છો તેની છાતીમાં છરી?
હા,
ક્યારેક ક્યારેક
મોજાં પર પથ્થર ફેંકીને તમે
લઈ શકો છો મોજું કાપ્યાનો વિકૃત આનંદ
પણ જુઓ ત્યાં
બીજું મોજું ઊછળવાની તૈયારીમાં જ છે
આવ્યું.... આવ્યું.... આ આવ્યું....

અને
દીવાલો વચ્ચે પડી જાય છે
તિરાડ
એકાએક!



**કાલ વૃક્ષ**

ઇતિહાસ
-એક શબ્દ
વાચા નિ:શબ્દ
કિંતુ
છે કોઈ એવો શબ્દકોશ
જે ‘ઇતિહાસ’ને બનાવી રાખે ‘ઇતિહાસ’?
એ તો શ્વસે છે
ધબકે છે વર્તમાનમાં!

લેબર ચોક પર
પોતાનો ભાવ લગાડતા મજૂરોમાં
તગારાં ઊંચકતી કાળી કાયાઓમાં
ભર ઉનાળે ધોમ તાપમાં
બે થડ વચ્ચે કંતાયેલા ‘લૂગડાં’માં ઊંઘતાં શિશુઓમાં
ઝૂંપડપટ્ટીઓના ઓલવાતા ચૂલામાં
બાળ મજૂરોનાં કાચાં ભૂંજાતાં સપનામાં
આંધળી ગલીઓમાં ભટકતા જુવાનોમાં
વંશની ધખના સેવતા દેહોમાં
હિંદુ કે મુસલમાન તલવારથી નીકળેલા
લાલ લોહીથી ભીંજાતી માટીમાં...

સદીઓ પૂર્વે
કાલ વૃક્ષ પર
ઇતિહાસ નામનું ફળ આવ્યું હતું
તે
હજીય છે
શાખ પર
પાકવાની પ્રતીક્ષા કરતું...!!

# બે કાવ્યો

**☐ ગગન ગિલ ☐ અનુ.: કુશલ ખન્ધાર**

## દૂધની નદી તું

સપનામાં વહી આવી છે
તારી મીઠી ગંધ

કંઈક એવી રીતે કે
ભૂખ અને તરસથી
ઊઘડી ગઈ મારી આંખ

દૂધની નદી તું
ત્યારે પણ
હમણાં પણ

આમ જ દૂર
ત્યારે પણ
હમણાં પણ

મેં નથી પીધું, મા
મારા ભાગનું દૂધ
નથી પીધું નાનકીએય
મારા ભાગનું

આજની રાત પહેલાં
કેમ ક્યારે નહીં વિચાર્યું
નહીં પૂછ્યું

કોણ સૂકવી ગયું, મા
મારા ભાગનું દૂધ?

## પાછા આવવું પડે છે

પાછા આવવું પડે છે
આ જ સંસારમાં

એને જોઈ આવો, તો પણ

આવવું પડે છે પાછું આ જ
મેલી યમુનાની પાસે

ધોવો પડે છે પોતાનો મેલ
જળમાં
અર્ધ-બળ્યાં મડદાંની પાસે

એને જોઈ આવો
તો પણ
પાછા આવવું પડે છે
આ જ સંસારમાં

જે દેખાડે છે આપણને
સહસ્ર ચંદ્ર તેજ
તે જ સુઝાડે છે
અહીં રાખી છે કોદાળી
અહીં તગારું, અહીં ગાંસડી

લઈ જાય છે આપણને
પ્રકાશ નહીં
કાદવ પાસે
આપણી દુર્ગંધ પાસે

કૂવા સાફ કરવા પડે છે પછી

અલગ કરવાં પડે છે બીજ
આપણા કંકરોથી

શોધવો પડે છે
પોતાના શ્વાસમાંથી
વિષ છાણવાનો ઉપાય

ગોતવો પડે છે
પોતાનો કોઢ
પોતાની કાયામાં

સાફ કરવો પડે છે
પોતાનો જખમ
એકાંતમાં

એને મળી આવો

તો પણ

મલમ નહીં આપે એ
તમારા હાથમાં
પાછા આવવું પડે છે
આ જ સંસારમાં

ગોતવી પડે છે
પોતે જ
પોતાના વિષની જડી-બુટ્ટી



# વશીકરણ

☐ હિમાંશી શેલત

**સૂ**કાંભઠ્ઠ ઘાસનાં મેદાનો. માથોડાપૂર ઘાસ, છ ફૂટ જેવું. પડછંદ પણ ખોવાઈ જાય, જેમ ગંજીમાં સોય, એવું ખીચોખીચ. ક્યાંક થોડું નમેલું અને ચગદાઈ ગયેલું, ક્યાંક જરા ફેંદાયેલું, તોયે મોટે ભાગે ટટ્ટાર, મરેલું છતાં

ટટ્ટાર.

બસ, આ ઘાસ વચાળે કશુંક ચાલી રહ્યું હતું. સાફ દેખાતું નહોતું એટલે શું બની રહ્યું હતું એ અનુમાનનો વિષય. છતાં સંકેત મળતો હતો, બળતા ઘીની ગંધથી, ધૂપના પમરાટથી, હવામાં પ્રસરતા ધુમાડાથી. ઘાસની વચ્ચે આ નાટક અને થોડે દૂર હકડેઠઠ મેદની.

- ત્યાં શું ચાલી રહ્યું છે?

ટોળામાં આવી ચડેલી સત્યા પૂછતી હતી પણ એનો પ્રશ્ન જાણે કોઈને સંભળાતો જ નહોતો. ધુમાડો વધતો જતો હતો અને દૃશ્યની નજીક જવું લગભગ અશક્ય લાગતું હતું. કોઈ પાસે કેમ નહોતું જતું એ પણ એક સવાલ તો હતો જ. કદાચ એવી રહસ્યમય ધાર્મિક વિધિ હશે જેમાં સામેલ ન થવાય, અને એને દૂરથી જ જોવાય? શક્યતા ખરી, કારણ કે પ્રદેશ ભવ્યાતિભવ્ય એવાં અસંખ્ય દેવસ્થાનોથી સમૃદ્ધ ગણાય, અને જ્યાં નજર પડે ત્યાં એકાદો ધર્મધ્વજ ફરફરતો દેખાય. ભારે આસ્થાળુ લોક, તેથી બહુ દયાળુ.

નજીક ઊભેલાં માજી એમના ફાટેલા સાડલાથી આંખો લૂછતાં હતાં. સત્યાએ માથું નમાવી સાવ દબાયેલા અવાજે પૂછી લીધું, ક્યા હો રહા હૈ વહાં? માજીએ ટગરટગર જોયા કર્યું. ભોંઠી પડેલી સત્યાએ ફરી પેલા દૃશ્ય ભણી આંખ ઠેરવી. હવે ધુમાડાના ગોટેગોટ નાનાં નાનાં રાખોડી વાદળ રચી રહ્યાં હતાં અને ભેદી વિધિમાં કેટલા જણ છે એ દેખાતું નહોતું. પાકી સડક તો ખૂબ દૂર હતી અને આવનારાં વાહનો ત્યાં જ છોડી, આ ઘાસિયામાં ઠેબાં ખાતાં ખાતાં આવી રહ્યા હતા. શું ખેંચી રહ્યું હતું એમને?

મીડિયાની ગેરહાજરી સત્યા માટે પ્રચંડ કુતૂહલનો વિષય. હજી તો ઘટનાની ગંધ આવી ન આવી ત્યાં કેમેરા ધક્કામુક્કી કરતાં દોડે. પડે એના કટકા થાય એવી ભચડકચડમાંયે આ મરજીવા ખાબકે. જીવનમરણનો જંગ. એ લોકો આજે આટલું અજબગજબનું ચાલી રહ્યું છે ત્યારે ક્યાં ખોવાયા! સત્યાનો જીવો ઉછાળા મારતો ચીસ બનીને છવાઈ જવા તરફડતો હતો, ચર્ચામાં તૂટી પડનારી અને સભામાં ગાજનારી એને કેમ કોઈ સાંભળતું નહોતું?

વળી મુખ્ય રસ્તે હવે થોડો મોભાદાર સમૂહ આવ્યો હોય એમ લાગ્યું. વાહન ફરતે બ્લેક કમાન્ડો કશાક જાદુથી ગોઠવાઈ ગયા ટપોટપ. અંદરથી છ સાત ઓળા બહાર આવ્યા. પેલા કાળા પોષાકવાળા કદાવર આદમીઓ વચ્ચે સંતાતા હોય એમ આગળ ધપ્યા. દોડીને એમને અટકાવી દેવા જોઈએ, માત્ર પૂછવા માટે, કે ત્યાં શું ચાલી રહ્યું છે... કેમ જાવ છો ત્યાં?

એ માટે આ માનવમહેરામણમાંથી

હાથનાં હલેસાં વડે બહાર આવવું પડે. પ્લીઝ, ઓ ભાઈ, મારો પગ કચરાય છે, મેરા પૈર... વજન ખસ્યું એટલે સત્યાએ ભીડમાંથી મુક્ત થવાની મથામણ આદરી. પ્રાણાયામ અને યોગાસનનો આ લાભ. કપરી દશામાં ટકી રહેવાય, ધીરજ સચવાય. તોયે લાંબો સમય શ્વાસ રૂંધાય એવી ભીડમાં ઊભા ન રહેવાય, બેસવાનો તો સવાલ જ નહોતો.

નવા આવેલા મહત્ત્વના માણસો પેલા સ્થળે પહોંચી તો ગયા પણ ઘટ્ટ રાખોડી વાદળોમાં એમનું શું થયું એ ન દેખાયું. એ તો ઠીક, પોતે અહીં શી રીતે આવી ચડી એ યે સત્યાને સમજાયું નહીં. એ તો જતી હતી ચમત્કારો કરી શકતાં પેલાં માજીના ઇન્ટરવ્યુ માટે. વાયકા હતી, કે માજી ગજબ કરી શકે છે. જે ગામે પહોંચવાનું હતું એનો રસ્તો અહીંથી પસાર થતો હતો. એ બસમાં હતી અને આ સ્થળે બસ ધીમી પડી ગયેલી, ભીડને કારણે અને ઘાસનાં મેદાનોમાં ચાલતી કોઈ ભેદી વિધિને કારણે. કુતૂહલવશ એ ધીમી પડેલી બસમાંથી બહાર નીકળી ગઈ હતી, બસ, આટલું તો તર્કબદ્ધ, સ્પષ્ટ. પેલા કાળા પહાડ જેવા આકારો વચ્ચે ઢંકાયેલા શ્વેત વસ્ત્રધારી જીવો હવે જરા વેગળે હાથ જોડી ઊભા રહ્યા. વિધિવિધાનમાં પ્રવૃત્ત જે હતા એમનામાંથી એક જણ ખડું થયું. આશ્ચર્ય! આ તો ગામની જ એક વૃદ્ધા, જાડા ધખ્ખડ મજીઠિયા અને કાળાં કપડાંમાં. એનો એક હાથ ઊંચકાયેલો તે આટલે દૂરથીયે દેખાય. એ હાથમાં હતી ભૂરી પટ્ટીની સ્લીપર, સસ્તી અને ઘસાયેલી હશે કદાચ. માજી કશુંક મંતરતાં હોય એમ હવામાં સ્લીપરને ફેરવતાં રહ્યાં, ફેરવવાની રીત અવનવી, ચિત્રો આલેખતાં હોય એવી.

પેલા મહાનુભાવો નતમસ્તક, દેવાલયમાં હોય એમ. ક્યારેય ન સાંભળ્યા હોય એવા મંત્રોચ્ચારથી વાતાવરણ અલૌકિક. હવે શું થશે એની અધીરાઈમાં સત્યા આકળવિકળ. પછી જે બન્યું તે માની ન શકાય એવું. માજીએ હાથ જોડીને ઊભેલા તમામને માથે સ્લીપર ફટકારી, એક વાર નહીં, કશી વિધિ પૂર્ણ કરવાની હોય એ ઢબે પાંચ વાર. માર ખાનાર પરમ શાંતિ અને ધૈર્ય રાખી સ્થિર અને મારનાર છેક અલિપ્ત ભાવે કોઈએ સોંપેલું કામ કરતાં હોય એમ એકાગ્ર.

વિધિ પત્યા બાદ સહુ પાછે પગે, થાનકની અને માજીની આમન્યા જાળવી, પીઠ દેખાડ્યા વિના. વાહન પાસે આવ્યા કે બેસતાં પહેલાં એ લોકો ઘૂંટણિયે પડ્યા અદબભેર. ભોંયે માથાં સુધ્ધાં અડાડ્યાં અને માંડ માંડ ટટ્ટાર થયા, એક બે ભારેખમને તો રક્ષકોએ પકડીને બે પગે કર્યા માંડ માંડ. અંતે વાહનોમાં પુનઃ સ્થાપના અને વિદાય. ધૂળની ડમરી ઊડી અને પાછી બેસી

ગઈ.

શું થઈ રહ્યું છે આ?

સત્યા અસહ્ય રઘવાટમાં લાંબે હાથે બૂમો પાડતી રહી. એનો અવાજ કોઈ ગેબી શક્તિએ મ્યૂટની સ્વીચ દાબી કાયમ માટે બંધ કરી દીધો હશે? દૂર જઈ રહેલાં વાહનોની ઘરઘરાટી હવે ગાયબ. હડસેલા ખાતી અને બંને હાથ વીંઝતી સત્યા માંડમાંડ હકડેઠઠ મેદનીમાંથી અળગી થઈને બહાર આવી. હાશ થઈ. ભોંયે પગ ટેકવીને બાઈક પલાણીને ઊભેલો એક આધેડ આ દિશામાં જોતો હતો. સત્યા ત્યાં દોડી ગઈ.

પતા હૈ યે સબ ક્યા હો રહા હૈ?

આપ કો નહીં પતા?

ભલા માણસ, પતા હોત તો પૂછત ખરી? પેલો તો પાછો મૂંગો થઈ ગયો.

બતાયા નહીં આપને, ક્યા હુઆ?

છોરી કો માર કર જલાયા થા. બડા કિસ્સા થા. બહોત હંગામા થા એક સાલ પે. સોચા પઢા હોગા આપને શાયદ.

- તો જૂની વાત. બળાત્કાર પછી હત્યા. આ તરફ તો બહુ બને. એક નોંધાય ત્યાં બીજો, અને તરત પાછળ ત્રીજો. થોડા દિવસ હોહા, પછી વહી રફતાર. કોઈને કશી નવાઈ નહીં.

યાદ આયા?

થોડા થોડા. પકડે ગયે થે ના વો તીન ચાર?

કહાં પકડે ગયે? છોરી કી હાલત બડી ખરાબ, દેખ ના સકે કોઈ, સો માબાપ કો બતાયે બગૈર હી જલા દી ડેડ બોડી. એફઆઈઆર ઠીક સે ન લીખી, માબાપ ઈતને પરેસાન, તો ફંદા બના કે લટક ગયે પેડ પર.

હવે સત્યાને પાકું યાદ આવ્યું. એણે લખ્યું પણ હતું એ વખતે આ ભયાવહ બનાવ વિશે. પછી ફોલો અપ ન થયું. બન્યું હશે બીજું કશુંક એવું જ. કંઈ ખોટ છે આવી ઘટનાઓની!

બાદ મે ક્યા?

છોરીની નાની જંતરમંતરમાં માહેર. સિદ્ધ ગણાય આ તરફ. એણે શું કર્યું તે અપરાધમાં સામેલ લફંગાઓને છાવરનારા અથવા છોકરીના કમોત તરફ બેધ્યાન રહેનારા સહુ મોટાં માથાં ગમે તે ક્ષણે ગાલો પર લપડાકો લગાવે, કાન ખેંચે, નાકલીટી તાણે, જાહેરમાં કે ખાનગીમાં, ગમે ત્યાં... માફી માગતા ફરે જેની તેની સામે.

ખુદના ગાલ પર તમાચા?

નહીં તો ક્યા? ભરી સભામાં તમાશો થાય. દુનિયાને જોણું તે કેવું! એક વખત વિદેશી મે'માન આવેલા ગામમાં, ગોકુળિયું ગામ જોવા. એમએલે ભી, ઓર સરપંચ ભી. વાહવાહી ચાલતી હતી ત્યાં જ નાટક ચાલુ. પેલો ધોળિયો તો ઠરી જ ગયો. જેમ તેમ સમજાવી પટાવી મોટરમાં ચડાવી દીધો. પાછું આ ક્યારે થાય તે નક્કી નહીં! અચાનક જ, સાવ અણધાર્યું!

અને ગાલ પર થપ્પડ બી કેવી સટાસટ, જાણે પોતાનાં નહીં, કોઈ દુશ્મનનાં થોબડાં! કશી ગડ ન બેસે, મોટા મોટા ડાક્ટરો, બાવાઓ, જોગીજતિ ચોમેર ધક્કા ખાધા આ મોભીઓએ. અંતે જાણકારોએ કહ્યું, કે જંતરમંતરનો ભારે મામલો છે, કોઈ સિદ્ધ દ્વારા થયેલું વશીકરણ. આવું આ તરફ એક જ જણ કરી શકે, છોરીની નાની. જાવ વહાં. બીજા કોઈના ગજાંની આ વાત નથી. ત્રણ ત્રણ અવગતિયા જીવ પ્રેતયોનિમાં. અધમ કામ કરનારાઓને છોડે નહીં એ. છોરી ઘાસમાં પડેલી, અને સાબિતીમાં એની સ્લીપર એક. પ્રેતની શરત પાળવી પડે એમ માજી કહે. જહાં લગ જીવને સાન્તિ મીલે તહાં લગ યે ચલેગા. અબ સાન્તિ કબ મીલે, કૌન જાન પાવે? ના ભી મીલે... તો?

બાઈકવાળાએ આકાશ તરફ જોઈને કાને હાથ અડાડ્યા, પછી ઉપર કોઈક પ્રત્યક્ષ થયું હોય એમ આકાશને હાથ જોડ્યા, પેલા થાનકની હવા માથે લીધી, આંખે અડાડી, આશકા પેઠે.

છોડ દૂં બસઈસ્ટોપ તક?

સત્યા પાસે લાંબા વિચાર માટે અવકાશ નહોતો. એ બેસી ગઈ બાઈક પર. સરસરાટ પવનમાં ધુમાડિયા આકારો ઝૂલતા ઝૂલતા પાછળ આવતા લાગ્યા. પછી ઓગળી ગયા. દૂર દૂર એકાદ મહાનગરની ઝાકઝમાળથી આંખો અંજાઈ.

આ બધું આવા વિચિત્ર સમયે શા માટે? ન મધરાત, ન મળસકું!

છોરી કો જલાયા ઐસી હી વખ્ત પર, ઔર છોરી કે માબાપ ભી શાયદ ઐસી હી ટાઈમ પે... પ્રેતાત્માઓ કા વખ્ત...

*

પરસેવે નહાતી સત્યા પથારીમાં બેઠી થઈ ગઈ. વિચિત્ર સપનું, પાછું આખેઆખું વાર્તા જેવું. લાઈટ ક્યારે ગઈ હશે એની ખબર સુધ્ધાં નહીં પડી. પંખાનાં પાંખિયાં નિર્જીવ. એલાર્મ તો સાડાચારનું ગોઠવેલું, અજાણ્યા, અંતરિયાળ ગામ ભણી જતી વખતે સાડાપાંચની, એયે જો સમયસર ઊપડતી હોય તો. ચમત્કારો સર્જતાં માજી, જેમના વિશે અનેક વાયકાઓ વહેતી થયેલી એ પેલી મૃત કન્યાનાં નાની તો નહીં હોય? સત્યા માથું પકડીને બેસી રહી. એકઠી કરેલી વિગતોની કતરણ જે ફાઈલમાં રાખેલી એ સામે જ પડી હતી. જોવાનું મન થયું જે પછી વાળી લીધું. બધું યાદ છે, રજેરજ. ઘડીઘડી શું જોવાનું? ઊંઘમાં જોયેલું સઘળું વળગી રહ્યું સત્યાના ચિત્તને. એ હદે, કે વાસ્તવિકતામાં પગ ઠરતો નહોતો.

લઈ શકાશે એ શક્તિરૂપા માજીનો ઇન્ટરવ્યુ અને વાતચીત કઈ ભાષામાં?

❑❑❑



# સ્વસ્થ - નિરામય જીવન

☐ ડૉ. ભાલચન્દ્ર હ. હાથી

**સ્વા**સ્થ્ય કોને કહેવાય? અને સ્વસ્થ કોણ હોય તેની વ્યાખ્યા આપતાં આયુર્વેદ જણાવે છે કે,

सम दोष, सम अग्नि, सम धातु मलक्रिय,
प्रसन्न आत्मा, इन्द्रिय, मना: स्वस्थितिऽभिधियते।।

આમાં શારીરિક અને માનસિક બન્નેની તંદુરસ્તી તરફ અંગુલિનિર્દેશ છે. તે અંગે વિચારશું.

सम दोष: સમ દોષ એટલે બધા દોષો સમાન સ્થિતિમાં હોય તો તે શરીરનાં સંચાલન માટે બહુ મહત્ત્વના છે. દોષો ત્રણ છે. ૧) વાત, ૨) પિત્ત અને ૩) કફ. એ ત્રણેય આપણા સમગ્ર શરીરમાં રહે છે. દરેકનાં પાંચ પાંચ પ્રકાર, નામો, સ્થાન અને કર્મો છે જે બધાં જ પોતાની અને શરીરની સ્વસ્થાવસ્થા માટે પોતાનાં નક્કી થયેલાં કર્મો કરે છે.

**વાત:-** દોષ, ધાતુ અને મળને છૂટાં પાડીને તેના યોગ્ય સ્થાનમાં ક્રિયાશીલ રાખતો હોવાથી બધાથી વાયુને

બળવાન માન્યો છે. તેના સામાન્ય ગુણમાં તે રજોગુણી, સૂક્ષ્મ (છિદ્રોમાં પ્રવેશી શકનાર), શિતળ, રૂક્ષ, લઘુ, વિષદ અને ચલ છે. આ વાયુનું સ્વરૂપ છે. તે વાયુનાં પાંચ સ્થાન અને નામ આ પ્રમાણે છે. ૧. મલાશયમાં- અપાન, ૨. અગ્ન્યાશયમાં- સમાન, ૩. હ્દયમાં- પ્રાણ, ૪. ગળામાં- ઉદાન અને ૫. સમગ્ર શરીરમાં- વ્યાન વાયુ આવેલો છે.

મલાશયમાં રહીને અપાન વાયુ મળ, મૂત્ર, આર્તવ અને વીર્ય ઉપર નિયંત્રણ રાખે છે અને તેની પ્રવૃત્તિને નિયમિત રાખે છે. અપાન વાયુની ગતિ નીચે તરફની છે જેથી મળ, મૂત્ર, આર્તવ અને વીર્યને બહાર કાઢવાનું કાર્ય તેના દ્વારા થાય છે. અપાન વાયુમાં વિકૃતિ આવે તો તેના વ્યાધિ થાય છે. આમ વાયુના પાંચે પ્રકારો તેના માટેનાં સ્થાનોમાં રહીને કાર્યો કરે છે. અગ્ન્યાશયમાં સમાન વાયુ અર્ધપક્વ આહાર અને પ્રવાહીને વલોવીને આહાર રસ બનાવવામાં સહાયરૂપ થાય છે. હ્દયમાં પ્રાણવાયુ સમગ્ર શરીરમાં લોહીનું પરિભ્રમણ કરે છે. ગળામાં ઉદાન વાયુ રહીને પ્રવાહી અને ઘન ખોરાકનું નિર્ગલન કરે છે અને જઠરમાં લાવે છે. આ વાત-દોષનાં લક્ષણ, પ્રકાર, નામ, સ્થાન અને કર્મો છે.

**પિત્ત:-** દોષ ગરમ, પ્રવાહી, પીળા અને નીલ રંગી, સત્ત્વગુણવાળું અને તીખા તથા કડવા સ્વાદવાળું હોય છે. પિત્તની ખટાશ છે તે બગડેલાં પિત્તને કારણે છે. આ પિત્તનાં પણ પાંચ પ્રકાર, સ્થાન અને કર્મો છે. તે રીતે અગ્ન્યાશય-પાચક, ત્વચા-ભ્રાજક, યકૃત-રંજક, આંખો-આલોચક અને હ્દય-સાધક પિત્ત રહેલાં હોય છે. પાચક પિત્તનો સ્વભાવ ઉષ્ણ છે. તેથી તે અગ્ન્યાશયમાં આવેલા ખોરાકને ગરમી આપી બરાબર પકાવે (પચાવે) છે. ત્વચા - ચામડીમાં આવેલું ભ્રાજક પિત્ત ત્વચાને કાન્તિ આપે છે અને ચમક આપે છે. યકૃતમાં રહેલું રંજક પિત્ત રસને રંગીને લોહી બનાવે છે. (અહીં હિમોગ્લોબિન તત્ત્વ બને છે.) આંખોમાં રહેલું આલોચક પિત્ત રૂપને દર્શાવે છે. હ્દયમાં રહેલું સાધક પિત્ત ધારણા શક્તિ વધારે છે અને બુદ્ધિને નિર્મળ કરે છે. આ પિત્તનાં લક્ષણ, પ્રકાર, નામ, સ્થાન અને કર્મો છે.

**કફ:-** ચીકણો, ભારે, સફેદ, પિચ્છિલ અને શિતળ હોય છે. તે તમોગુણી છે. વિકૃત એટલે દૂષિત કફનો વિપાક ખારો હોય છે જ્યારે પ્રાકૃત કફનો વિપાક મધુર હોય છે. (પાક્યા પછી થતો રસ-વિપાક) પ્રાકૃત કફ શરીરની પુષ્ટિ કરે છે અને સર્વ રંગોમાં સ્થિરતા રાખે છે. કફનાં પણ પાંચ પ્રકાર, નામ, સ્થાન અને કર્મો છે. તે રીતે તે હોજરી-ક્લેદક, સર્વ ઇન્દ્રિયો-સ્નેહક, ગળું-રસન, હ્દય-અવલંબક અને શરીરના સર્વે સાંધામાં

શ્લેષ્મક રહેલો છે. હોજરીમાં રહેલો ક્લેદક કફ હોજરીને સતત ભીની રાખે છે. જેથી કાંઈ પણ સહેલાઈથી ગળી શકાય છે. બધી જ ઇન્દ્રિયોમાં રહેલો કફ સ્નેહ (ઉંઝણ) પૂરું પાડે છે. ગળા અને જીભ (રસના) વચ્ચે રહેલો સ્નેહક કફ સ્વાદનું જ્ઞાન કરાવે છે. હૃદયમાં રહેલો અવલંબક કફ હૃદયને લાગતા ધક્કાઓને રોકે છે અને શરીરની સર્વ સંધીઓમાં રહેલો શ્લેષ્મક કફ બધા સાંધાઓને પકડી રાખી દૃઢ બનાવે છે. આ કફનાં લક્ષણ, નામ, સ્થાન અને કર્મો છે.

समाग्निश्च। નિરામય શરીરની વ્યાખ્યામાં દોષ પછી અગ્નિ આવે છે. તેની ત્રણ અવસ્થા છે. ૧) સમ, ૨) વિસમ અને ૩) તીવ્ર. "સમ અગ્નિ" પ્રાકૃત અવસ્થા છે. તેથી શરીર યોગ્ય રીતે કામ કરે છે. શરીરના સર્વ અગ્નિઓમાં જઠરાગ્નિને મુખ્ય ગણ્યો છે. અને "વૈશ્વાનર" નામ આપી એને સાક્ષાત ભગવાન કહ્યો છે. તે વિષમ હોય તો શરીરમાં જેનું જેનું પાચન કરવાનું થાય છે તે કાં તો કાચું રહે છે અથવા તો બળી જાય છે અને શરીરનું પોષણ થતું નથી. શરીર રોગમય બને છે. જો અગ્નિ શાન્ત થઈ જાય તો મૃત્યુ પણ થાય છે.

सम धातु।। સ્વસ્થની વ્યાખ્યામાં ધાતુઓ પણ બધી સમાન હોવી જોઈએ. धारणात् धातवः સમગ્ર શરીર અને પોતાને ધારણ અને પોષણ કરતી હોવાથી તેને ધાતુ કહે છે. શરીરમાં ધાતુઓ સાત છે. ૧) રસ, ૨) રક્ત, ૩) માંસ, ૪) મેદ, ૫) અસ્થિ, ૬) મજ્જા અને ૭) શુક્ર. અગ્ન્યાશયમાં રસ બન્યા પછી તેમાંથી ત્રણ ભાગ બને છે જે સ્થૂળ, સાર અને કિટ્ટ છે. સ્થૂળ ભાગ મૂળ ધાતુને મજબૂત બનાવે છે, સાર ભાગ પછીની ધાતુ-રક્ત બનાવે છે અને જે કિટ્ટ બને છે તે નકામો ભાગ છે. તેને ધાતુનો મળ કહેવાય છે. આ ધાતુનો પોષણ ક્રમ છે. અને તે રીતે ક્રમાનુસાર રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા અને શુક્ર બને છે. છેલ્લી ધાતુ શુક્ર છે જે પોતે જ સાર ભાગ છે. તેને મળ હોતો નથી. તેમાંથી બીજી ધાતુ પણ બનતી નથી. પરંતુ તે સ્ત્રીબીજ સાથે મળીને નવું માનવ સ્વરૂપ બનાવે છે. શરીર નિરોગી રાખે છે અને સ્વસ્થ સંતાનની પણ રચના કરે છે.

सम मलक्रिय । શરીરની ચયાપચયની ક્રિયા બાદ મળ બને છે. તેના ત્રણ પ્રકાર છે. સ્વેદ, પુરીષ અને મૂત્ર. સ્વેદ:- આખા શરીરમાં જે પરસેવો થાય છે તે શરીરના ઉષ્ણતામાનને નિયંત્રિત રાખે છે અને પ્રવાહી કચરો ચામડીનાં છિદ્રો દ્વારા બહાર કાઢે છે. તેને સ્વેદ-પરસેવો કહે છે. તેમાં બહુ દુર્ગંધ નથી હોતી પણ જો તે અતિશય દુર્ગંધી હોય તો તે શરીરમાં ક્યાંક પણ કશીક ખામીનું

સૂચક છે જે ઔષધોપચારથી દૂર કરી શકાય છે. પુરીષ :- આપણે જે ખોરાક લઈએ છીએ તેના સમ્યક પાચન અને પોષણ ક્રમ બાદ જે મળ બને છે તે પુરીષ. અને તે મોટા આંતરડાના અંતિમ છેડે આવેલ ગુદા દ્વારા તેનું નિષ્કાસન થાય છે. આ મળને પણ યક્ષ્મા રોગ માટે ("मलम् हि बलम् तस्य") બળ કહ્યો છે. મૂત્ર:- શરીરના ઘન કચરા ઉપરાંત પ્રવાહી કચરો પણ બને છે તેને મૂત્ર પ્રણાલી દ્વારા ગાળીને તેને દૂર કરવામાં આવે છે. આ ત્રણે પ્રકારના મળના પરીક્ષણ દ્વારા તે રોગ નિદાનમાં પણ ઉપયોગી બને છે. તેથી રોગવિનિશ્ચય કરી શકાય છે.

દોષ, અગ્નિ, ધાતુ અને મળ દરેકની સમાન અવસ્થા શારીરિક આરોગ્યને દર્શાવે છે. પણ માનસિક રીતે પણ મનુષ્ય સ્વસ્થ હોવો જોઈએ. ચિન્તા અને મૂંઝવણ પણ અનારોગ્યકર છે. તેથી શરીર નિરામય હોય તે સાથે આત્મા, ઇન્દ્રિય અને મન પણ પ્રસન્ન હોવાં જરૂરી છે.

દોષ, અગ્નિ, ધાતુ અને મળને સમાન અવસ્થામાં રાખવા બહુ કઠિન નથી. આહાર સ્વચ્છ અને સુપાચ્ય હોવો જોઈએ, વિહારમાં પ્રદૂષિત સ્થાનનો ત્યાગ અને શરીરને સુદૃઢ બનાવે તેવી હળવી કસરત કરવાથી નિરોગી અને સમાવસ્થામાં રહેવાય છે. માનસિક બાબતો મોટા ભાગની સ્વનિર્મિત હોય છે. જેમાં ક્રોધ, આવેશ, વ્યર્થ ચિન્તા વગેરે આવે છે. કોઈની પણ ભૂલો જતી કરો, કામ, ક્રોધ, મદ, મોહ, લોભ વગેરે મનને ચંચળ બનાવે છે જે મનોરોગનાં કારણો છે. તેને નિયંત્રિત રાખવાં જોઈએ. ભારતીય સાહિત્યમાં ગીતા એ અણમોલ ગ્રંથ છે તેમાં મનની ચંચળતા કેમ આવે છે તે બતાવ્યું છે. વિષયનું સતત ધ્યાનથી ક્રમ વાર કામ, ક્રોધ વગેરે થાય છે અને છેલ્લે મનુષ્યના વિનાશ સુધી વાત પહોંચે છે.

આમ દોષ, ધાતુ, મળ અને અગ્નિ, મન, આત્મા અને ઇન્દ્રિય સ્વસ્થ હોવાં જરૂરી છે.



**પ્રાજ્ઞ પૂજનમ્' :** સમાધિ પછી પ્રજ્ઞા પ્રગટે છે, જે તે વિષયમાં તદ્રૂપ સમાધિસ્થ થયા પછી પ્રજ્ઞા પ્રગટે છે. આ છે પ્રત્યક્ષ યથાતથ જ્ઞાન. આ જ્ઞાન તર્કથી, વિચારથી કે ચર્ચાથી ન મળે. જે તે વિષય પર પૂર્ણ સંયમ-સમાધિ થયા પછી સ્વયં તે પ્રગટ થાય. ધનવંતરી છોડ પાસે, વૃક્ષ પાસે જાય અને તે વૃક્ષ-ઔષધિલતા સાથે તદ્રૂપ થાય અને, છોડ, વૃક્ષ, ઔષધિના ગુણધર્મનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવે. જ્ઞાન કર્તવ્ય અને કાર્યના દરેક ક્ષેત્રમાં આવા પ્રાજ્ઞ પુરુષો જે સમાજને કે દેશને મળે તે સમાજ કે દેશનો ઉત્કર્ષ થાય.

**- કમળાશંકર જે. મહેતા**




☐ અરવિંદ ગુપ્તા ☐ અનુ.: હેમંત સોલંકી

આ લેખ વિજ્ઞાનલેખક તેમ જ વિજ્ઞાનપ્રચારક શ્રી અરવિંદ ગુપ્તાના પુસ્તક 'Bright Spark'માં રજૂ થયેલ ભારતના સુપ્રસિદ્ધ મહાન ભૂસ્તરવિજ્ઞાની (Geologist) દારાશા નૌશેરવાન વાડિયાની લઘુ આત્મકથાનો ભાવાનુવાદ છે. તેમણે પોતાની સખત અને સતત મહેનત વડે ભારતીય ભૂવિજ્ઞાન ક્ષેત્રમાં અનેક મહત્ત્વપૂર્ણ યોગદાનો દીધાં તેમ જ તેમાં પોતાની અમીટ છાપ છોડી.

Indian National Science Academy (INSA), નવી દિલ્હીના પ્રાધ્યાપક એમ. વિજયન આ પુસ્તક માટેના પ્રેરણાસ્રોત રહ્યા. તેમ જ ખ્યાતનામ ખગોળવિજ્ઞાની પ્રા. જયંત નારળીકર સહિત પ્રા. માધવ ગાડગીલ તેમ જ પ્રા. ટી. પદ્મનાભન આ પુસ્તકની સલાહકાર સમિતિના સભ્યો રહ્યા. આ બધાનો સ્પષ્ટ ઉદ્દેશ હતો *'બાળકો માટે ભારતીય વૈજ્ઞાનિકોનો પરિચય થાય એવું તેમનું સંક્ષિપ્તમાં ચરિત્ર આલેખતું, સંપૂર્ણ રીતે સરળ ભાષા તેમ જ સારી એવી સચિત્ર માહિતીઓ ધરાવનાર પુસ્તક પ્રગટ કરવું.'* શ્રી અરવિંદ ગુપ્તાએ આ પુસ્તકમાં ૪૦ જેટલા ભારતીય વૈજ્ઞાનિકો તેમ જ સંશોધકોના જીવનનો લઘુ પરિચય તેમ જ તેઓએ મેળવેલી સિદ્ધિઓ અને તેમનાં યોગદાનોને રજૂ કર્યાં છે. આ કામમાં તેમને સાથ મળ્યો ડો. કરેન હેયડોકનો, જેમણે આ પુસ્તકની ડિઝાઈન તૈયાર કરી તેમ જ તેમાં વપરાય તેવાં ચિત્રો પણ આલેખ્યાં. આ પુસ્તક અંગ્રેજી અને હિંદી ભાષામાં એક સાથે પ્રગટ થયું, અને પછી સમયાંતરે ગુજરાતી ભાષા સિવાય ભારતની બીજી પ્રાદેશિક ભાષાઓમાં પણ અનુવાદ પામ્યું, અને જે તે ભાષાની પ્રજાઓ સુધી પહોંચ્યું.

- શ્રી. હેમંત સોલંકી, સિઉલ-સાઉથ કોરિયા, ઈ-મેઈલ : shm8324@gmail.com

**દા**રાશા નૌશેરવાન વાડિયા અગ્રણી ભારતીય ભૂસ્તરવિજ્ઞાની (Geologist) હતા જેમણે પોતાનાં કાર્યો વડે ભારતમાં ભૂસ્તરીય શોધ-તપાસોનો પાયો નાખ્યો. ભારતીય ભૂસ્તરવિજ્ઞાન (Geology) ક્ષેત્રના શરૂઆતના દિવસોમાં તેમણે કરેલાં અવલોકનો અને અર્થઘટનો હજુ પણ સર્વમાન્ય છે.

વાડિયાનો જન્મ ૨૩ ઓક્ટોબર, ઈ. સ. ૧૮૮૩ના દિવસે સૂરત ખાતે થયો. તેઓ અરદેશર ખરસેદજીના પરિવારમાંથી આવતા હતા, જેઓ દરિયાઈ વહાણ સ્થપતિ (Neval Architect) હોવાની સાથે સાથે પહેલા ભારતીય હતા જે રૉયલ સોસાયટીમાં અધ્યેતા (Research Fellow) તરીકે ચૂંટાઈ આવ્યા હતા. વાડિયાના પિતા એક નાના રેલવે સ્ટેશન પર સ્ટેશનમાસ્તરના પદે હતા. ત્યાં કોઈ સારી શાળા ઉપલબ્ધ ન હોવાથી વાડિયા સૂરત ખાતે પોતાની દાદીને ત્યાં રહીને ભણ્યા. શરૂઆતમાં તેઓ ગુજરાતી માધ્યમની શાળામાં ભણ્યા અને પછી સર જે. જે. ઇંગ્લિશ સ્કૂલમાં રહીને ભણ્યા. જ્યારે તેઓ ૧૧ વર્ષના હતા ત્યારે તેમનું કુટુંબ વડોદરા જઈ વસ્યું, જ્યાં તેમના મોટાભાઈ પાસેથી તેમણે તર્કસંગત



દૃષ્ટિકોણ (Rational Outlook) તેમજ વિજ્ઞાન તરફનો અતૂટ પ્રેમ આત્મસાત કર્યો.

ઈ. સ. ૧૯૦૩માં વાડિયાએ પ્રાણી-વિજ્ઞાન (Zoology) અને વનસ્પતિ-વિજ્ઞાન (Botany)માં સ્નાતક (Bachelor of Science)ની પદવી મેળવી. ઈ. સ. ૧૯૦૬માં તેમણે જીવવિજ્ઞાન (Biology) અને ભૂસ્તરવિજ્ઞાનમાં વિજ્ઞાનવિશેષજ્ઞ (Master of Science)નો અભ્યાસ પૂર્ણ કર્યો. વડોદરા મહાવિદ્યાલયમાં વાડિયાનો ભૂસ્તરવિજ્ઞાનમાં રસ કેળવવા માટે જવાબદાર હતા તેમના શિક્ષક એ.એમ.મસાણી, જેઓ એક પ્રકૃતિવિદ્ હતા તેમ જ વડોદરા મહાવિદ્યાલયમાં પ્રાકૃતિક ઇતિહાસના પ્રાધ્યાપક હતા. વડોદરા સ્થિત કળા અને વિજ્ઞાન સંગ્રહાલયમાં સચવાયેલા ભૂસ્તરીય નમૂનાઓ વાડિયાને ભૂસ્તરવિજ્ઞાનનો અભ્યાસ આગળ વધારવામાં ખૂબ જ મદદરૂપ બન્યા.

ઈ. સ. ૧૯૦૭માં વાડિયા જમ્મુ સ્થિત પ્રિન્સ ઓફ વેલ્સ કોલેજમાં ભૂસ્તરવિજ્ઞાનના પ્રાધ્યાપક તરીકે જોડાયા, જ્યાં તેમણે ૧૪ વર્ષ કામ કર્યું. પછીથી આ મહાવિદ્યાલયનું નામ બદલીને મહાત્મા ગાંધી મહાવિદ્યાલય રાખવામાં આવ્યું જેનું જોડાણ હવે જમ્મુ વિશ્વવિદ્યાલય સાથે છે. ભૂસ્તરવિજ્ઞાન ઉપરાંત વાડિયા અંગ્રેજી પણ ભણાવતા, જે તેમનું આ ભાષા ઉપર પણ પ્રભુત્વ હોવાનું દર્શાવે છે. જમ્મુમાં રોકાણ


નંગા પર્વત

દરમિયાન વાડિયા પોતાની રજાઓ હિમાલયના પર્વતોની યાત્રા કરવામાં ગાળતા અને આ રીતે તેઓ ત્યાંની ભૂસ્તરીય રચનાથી વાકેફ થયા. ત્યાંથી તેમણે ખનિજો, ખડકો અને જીવાશ્મોના નમૂના એકઠા કર્યા જેનો તેઓ મોટા પ્રમાણમાં ઉપયોગ ભૂસ્તરવિજ્ઞાનનો વિષય વિદ્યાર્થીઓને રસાળ રીતે શીખવવામાં કરતા.




તેઓ પોતાના વિદ્યાર્થીઓને જમ્મુ ક્ષેત્રમાં આવેલ શિવાલિકની પર્વતમાળાઓના સાહસિક પર્વતારોહણ તેમજ તે ક્ષેત્રની શોધયાત્રાઓ ઉપર લઈ જતા. તેમની તીક્ષ્ણ નિરીક્ષણ કરી શકતી આંખો વડે તેમને ઘણી મહત્ત્વની કલાકૃતિઓ ઓળખવામાં મદદ મળી. આવી જ એક શોધ યાત્રા દરમિયાન તેમણે હાથીકાય સસ્તનપ્રાણી 'Stegedon Ganesha'ના ત્રણ મીટર લાંબા હાથીદાંતના જીવાશ્મને શોધી કાઢ્યો જે અતિ મહત્ત્વપૂર્ણ એવી શોધ સાબિત થઈ. હિમાલયની ભૂસ્તર તેમજ ભૌગૌલિક સંરચનાને સારી રીતે સમજવા માટે તેમણે હિમાલયનાં પ્રત્યેક શિખર ઉપર આરોહણ કર્યું. વાડિયાએ ઉત્તર-પશ્ચિમ હિમાલય ક્ષેત્રમાં વિભિન્ન કાળખંડોમાં ખડકોના નિર્માણના અસાધારણ ઘટનાક્રમને સમજાવ્યો. તે જ સાથે તેમણે નંગા પર્વતની આસપાસની પર્વતમાળામાં બનેલી અનન્ય એવી ઘૂંટણ જેવો વળાંક લેતી (Knee Bend) સંરચનાઓને પણ સમજાવી. વાડિયાએ પોતાને હિમાલયના અભ્યાસ માટે ગંભીરપણે સમર્પિત કર્યા.

તેમના જ પ્રયાસોને કારણે દેહરાદૂનમાં હિમાલય ભૂવિજ્ઞાન સંસ્થાન (Institute of Himalayan Geology)ની સ્થાપના થઈ અને તેઓ પોતે ઈ. સ. ૧૯૬૮-૧૯૬૯ દરમિયાન આ સંસ્થાનના સ્થાપક નિયામક (Founder Director)ના પદે રહ્યા. પછીથી વાડિયાએ ભૂવિજ્ઞાનમાં આપેલ યોગદાનના સ્મરણ તરીકે આ સંસ્થાનનું નામ બદલીને વાડિયા હિમાલય ભૂવિજ્ઞાન સંસ્થાન (Wadia Institute of Himalayan Geology) રાખવામાં આવ્યું. તેઓ હૈદરાબાદ સ્થિત રાષ્ટ્રીય ભૂભૌતિક અનુસંધાન સંસ્થાન (National Geophysical Research Institute) અને ગોવા સ્થિત રાષ્ટ્રીય સમુદ્ર વિજ્ઞાન સંસ્થાન (National Institute of Oceanography)ની સ્થાપનામાં પણ ગાઢ રીતે સંકળાયેલા રહ્યા.

ઈ. સ. ૧૯૨૧માં વાડિયાએ પ્રિન્સ ઓફ વેલ્સ કોલેજની નોકરી છોડીને ભારતીય ભૂવૈજ્ઞાનિક સર્વેક્ષણ (Geological Survey of India, GSI)માં મદદનીશ

અધીક્ષક (Assistant Supritendent)ના પદે જોડાયા. ત્યારે તેઓ ફક્ત ૩૮ વર્ષના હતા અને તેઓ પહેલા ભારતીય હતા જે કોઈપણ યુરોપિયન વિશ્વવિદ્યાલયની પદવી વગર GSIમાં નિમણૂક પામ્યા હતા. GSIમાં કામ કરતી વખતે તેમને ઉત્તર-પશ્ચિમી હિમાલયક્ષેત્રમાં હજુ વધુ ભૂસ્તરીય સંશોધન માટેની પર્યાપ્ત તકો મળી, જેમાં તેમણે પથદર્શક યોગદાન આપ્યું. આર. ડી. વેસ્ટે વાડિયા વિષે લખ્યું કે *“વાડિયા હિમાલયના જે પણ ક્ષેત્રમાં ફર્યા ત્યાં તેઓ સ્તરવિજ્ઞાન (Stratigraphy : ભૂસ્તરવિજ્ઞાનની એક શાખા, જે ખડકોના સ્તરો અને પડોના અભ્યાસ સાથે સંબંધિત છે) તેમજ ભૂસ્તરીય પોપડા વિષયક એવા પ્રશ્નો જે અત્યાર સુધી વણઉકેલાયા રહ્યા તેના ઉપર નોંધપાત્ર પ્રકાશ ફેંકવામાં સફળ થયા.”*

વાડિયાએ ભૂસ્તરવિજ્ઞાનના અલગ અલગ વિષયો ઉપર લગભગ ૧૦૦ જેટલાં મૌલિક સંશોધનપત્રો તેમ જ લઘુ પુસ્તકો લખ્યાં. ઈ. સ. ૧૯૨૮માં તેમણે Actinodon નામક પ્રજાતિની બહુ સારી રીતે સચવાયેલી જીવાશ્મ ખોપડી શોધી કાઢી. જે તેમને હિમાલયના



કાશ્મીર ક્ષેત્રમાં અતિ મહત્ત્વની ભૂસ્તરીય ખડક રચનાનો સમય નક્કી કરવા તરફ દોરી ગઈ. તેમણે તાંબું, નિકલ, સીસું (Lead) અને જસત (Zinc)ના સલ્ફાઈડ અયસ્કોના વિશાળ ભંડારોના અસ્તિત્વ પણ શોધી કાઢ્યા.



ડી.એન.વાડિયાના સન્માનમાં ભારતીય ટપાલ વિભાગે જાહેર કરેલી ટપાલ ટિકિટ

GSIમાં કામ કરતી વખતે વાડિયાએ પોતાનું એક વર્ષ (ઈ. સ. ૧૯૨૬-૧૯૨૭) અભ્યાસ માટેની રજાઓ તરીકે વાપરી તે સમય બ્રિટિશ મ્યુઝિયમમાં ગાળ્યો જ્યાં તેમણે કાશ્મીરમાંથી એકઠા કરેલા કરોડરજ્જુ ધરાવતાં પ્રાણીઓના જીવાશ્મો ઉપર સંશોધન કર્યું. આ જ સમયગાળા દરમિયાન તેઓ જર્મની, ઓસ્ટ્રિયા અને ચેકોસ્લોવાકિયા સ્થિત ભૂસ્તરીયવિજ્ઞાનને લગતી શોધો કરતી સંસ્થાઓની મુલાકાતે ગયા.

ભારતમાં જમીનવિજ્ઞાન (Soil Science)ની થતી અવગણનાની વાડિયાએ નોંધ લીધી અને પોતાનાં લખાણો દ્વારા તેમણે તેની સુધારણા માટેનો માર્ગ દેખાડ્યો. ઈ. સ. ૧૯૩૫માં વાડિયાએ એમ. એસ. ક્રિષ્નન અને પી. એન. મુખરજીની સંગાથે કામ કરીને સૌપ્રથમ ભારતનો ભૂમિગત નકશો (Soil Map of India) તૈયાર કર્યો. જેને GSIએ પ્રકાશિત કર્યો અને આ રીતે આવા બીજા ભૂમિગત નકશાઓ માટેનો માર્ગ પ્રશસ્ત કર્યો.

ઈ. સ. ૧૯૩૮માં GSIમાંથી સેવાનિવૃત્ત થયા પછી વાડિયાએ શ્રીલંકા (તે વખતનું સિલોન) સરકારમાં ખનિજવિજ્ઞાની (Mineralogist) તરીકે સેવા આપી. પોતાના અભ્યાસથી તેમણે શ્રીલંકા દ્વીપના સચોટ ભૂસ્તરીય નકશાઓ (Geological Maps) તૈયાર કર્યા. તેમજ જળ આપૂર્તિ, બાંધના નિર્માણ અને બીજી ઇજનેરી પરિયોજનાઓ માટેનાં જરૂરી ભૂસ્તરીય સંશોધનો પણ હાથ ધર્યાં. વાડિયાએ કોલમ્બો શહેરના ભૂસ્તરીય નકશાનું સૌપ્રથમ રેખાચિત્ર (Sketch) તૈયાર કર્યું.

વાડિયા ઈ. સ. ૧૯૪૭માં Indian Buerau of Mines તેમ જ ઈ. સ. ૧૯૪૯-૧૯૬૯ સુધી Atomic Minerals Divisionના સ્થાપક સંચાલકના પદે રહ્યા. તેઓ ગેસ, તેલ અને પાણી સહિત

ખનિજ સંપદાના સ્રોતોની શોધ, તેમનો વપરાશ તેમજ તેમનું સંરક્ષણ થાય તેવી રાષ્ટ્રીય નીતિ તૈયાર કરવાના પ્રખર હિમાયતી હતા. તેમને વાંચનનો ખૂબ જ શોખ હતો અને તેમણે ભારતીય ભૂસ્તરવિજ્ઞાન ઉપર સૌપ્રથમ અધિકૃત પાઠ્યપુસ્તક લખ્યું. વાડિયાએ લખેલ આ પુસ્તક આ વિષયને આવરી લેતું સર્વોત્તમ સિદ્ધ થયું અને ઈ. સ. ૧૯૬૬ સુધીમાં આ પુસ્તકની છઠ્ઠી આવૃત્તિ વેચાણ માટે બહાર પડી. આ પુસ્તક ઉપર ટિપ્પણી કરતા પ્રખ્યાત ભૂવૈજ્ઞાનિક કે. એસ. વાલ્દિયાએ લખ્યું *"તેમણે લખેલ વિદ્વત્તાપૂર્ણ પુસ્તક The Geology of India જે ઈ. સ. ૧૯૧૯માં મેકમિલન પ્રકાશન, લંડનથી પ્રકાશિત થયું. આ પુસ્તક ભારતીય ઉપખંડના (જેમાં ભારત, પાકિસ્તાન, બાંગ્લાદેશ, મ્યાનમાર અને શ્રીલંકાનો સમાવેશ થાય છે) ભૂવિજ્ઞાન વિષેના તેમના વિશાળ અને ઊંડા જ્ઞાનના અર્ક સમાન છે. આ સર્વોત્તમ પુસ્તકની અત્યાર સુધીમાં છ આવૃત્તિઓ પ્રગટ થઈ ચૂકી છે, અને તેણે વાડિયાને સન્માનિત વ્યક્તિની સાથે સાથે સંપૂર્ણ વિશ્વમાં ભૂસ્તરવિજ્ઞાનનો અભ્યાસ કરતા અગણિત વિદ્યાર્થીઓની આવનારી પેઢીના ગુરુ તરીકે સ્થાપિત કર્યા છે."*

વાડિયા અત્યંત ઉદ્યમી અને મહેનતુ હતા તેમ જ સાદું જીવન જીવતા. ઈ. સ. ૧૯૪૫માં વાડિયા તત્કાલીન જવાહરલાલ નહેરુની રાષ્ટ્રીય સરકારમાં ભૂસ્તરવિજ્ઞાનના સલાહકાર તરીકે નિમણૂક પામ્યા. વાડિયાએ દેશની ખનિજનીતિ ઘડી કાઢી અને તેને લાગુ કરી. ઈ. સ. ૧૯૬૩માં ભારત સરકારે તેમને ભૂસ્તરવિજ્ઞાનના સૌપ્રથમ રાષ્ટ્રીય પ્રાધ્યાપક તરીકે નિયુક્ત કર્યા. ઈ. સ. ૧૯૫૮માં ભારત સરકારે તેમને પદ્મભૂષણ પુરસ્કાર વડે સન્માનિત કર્યા. ઈ. સ. ૧૯૫૭માં વાડિયા લંડનની રૉયલ સોસાયટીમાં અધ્યેતા (Research Fellow) તરીકે ચૂંટાયા. અગણિત રાષ્ટ્રીય અને આંતરરાષ્ટ્રીય પુરસ્કારોનો તેમના ઉપર વર્ષાવ થયો અને ઘણાં વિશ્વવિદ્યાલયોએ તેમને ડોક્ટરેટની માનદ પદવીથી નવાજ્યા.

વાડિયાએ કેટલાક અદ્ભુત અને લોકપ્રિય વૈજ્ઞાનિક નિબંધો પણ લખ્યા. તેમાં Story of Stone સર્વોત્તમ કૃતિ છે. આ કૃતિ એક પથ્થરની આત્મકથા તરીકે આલેખાયેલી છે. જેમાં વાડિયા ભૂસ્તરવિજ્ઞાનના અનેક મૂળભૂત પાઠ વાચકોને સમજાવવામાં સફળ થયા છે. તેને વાંચવાથી એવું લાગે છે કે જાણે પથ્થર પણ બોલીને પોતાની કથા સંભળાવી શકે છે.

ભારતીય ભૂસ્તરવિજ્ઞાનના આગેવાન એવા આ વૈજ્ઞાનિક ૧૫ જૂન ઈ. સ. ૧૯૬૯ના દિવસે ૮૬ વર્ષની ઉંમરે આ ફાની દુનિયાને અલવિદા કહી ગયા.





# યજ્ઞેશ દવે : એક મુલાકાત

☐ આરાધના ભટ્ટ

યજ્ઞેશ દવે સાથે વાર્તાલાપ કરવો એટલે એક વિશાળ વટવૃક્ષનો પરિઘ માપવાનો પ્રયત્ન કરવો. વિજ્ઞાનક્ષેત્રના પીએચ.ડી.ના સંશોધનથી લઈને કલાઓની ઊંડી સૂઝ અને સાહિત્યનાં વિવિધ સ્વરૂપોમાં ખેડાણ-આવા વિશાળ પટ પર વિસ્તરેલા એમનાં વૈવિધ્યપૂર્ણ કર્તૃત્વમાં એક મહત્ત્વનો પડાવ તે આકાશવાણીમાં એમનો દીર્ઘ કાર્યકાળ. કારકિર્દી અને રસના વિષયોની આ વિવિધતાએ જીવનને અખિલાઈથી જોવાની એમને દૃષ્ટિ આપી છે, જે આ સંવાદમાં સહજપણે ઝિલાઈ છે. આકાશવાણીમાં એમનાં તેર જેટલાં દસ્તાવેજી નિર્માણોને રાષ્ટ્રીય સ્તરે ૨૦૦૧ અને ૨૦૦૨માં પુરસ્કૃત કરાયાં. આકાશવાણીના કેન્દ્ર- નિયામક તરીકેના એમના કાર્યકાળ દરમ્યાન એમને અનેક મહાનુભાવોના સંપર્કમાં આવવાની અને એમની રેડિયોના સંગ્રહ અર્થે મુલાકાતોનું આયોજન અને નિર્માણ કરવાની તક મળી. એમણે કરેલી અથવા એમના

કાર્યકાળ દરમ્યાન રેકોર્ડ કરાયેલી મુલાકાતોમાં પન્નાલાલ પટેલ, ઉમાશંકર જોષી, પુરુષોત્તમ માવળંકર, ભોળાભાઈ પટેલ, સુનીલ કોઠારી, મહાશ્વેતાદેવી, પ્રા. જયંત નાર્લિકર, ગણેશ દેવી, સનત મહેતા, હરિવલ્લભ ભાયાણી, ગુલામ કાદિર ખાન, રાજમોહન ગાંધી, નરોત્તમ પલાણ, પ્રો.ભીખુ પારેખ, મહેન્દ્ર મેઘાણી, તખ્તસિંહ પરમાર જેવાં અનેક વ્યક્તિત્વોનો સમાવેશ થાય છે. આ ઉપરાંત એમનાં નિબંધો, બાળસાહિત્ય અને કાવ્યો માટે એમને ગુજરાત સાહિત્ય અકાદમીનાં અને સાહિત્ય પરિષદનાં અનેક સન્માનો પ્રાપ્ત થયાં છે. એમનાં કાવ્યસંગ્રહો, નિબંધ અને પ્રવાસલેખોના સંગ્રહ, અનુવાદો, બાળસાહિત્ય, અને દીર્ઘ મુલાકાતોનાં અનેક પુસ્તકો પ્રગટ થયાં છે. હાલમાં જ એમનાં 'ગુલામમોહમ્મદ શેખ એક દીર્ઘ મુલાકાત', 'વૃક્ષાવલિ' અને 'પ્રદ્યુમ્ન તન્ના એક દીર્ઘ મુલાકાત' પ્રકાશનો પ્રગટ થયાં છે. દેશમાં યોજાતા અનેક રાષ્ટ્રીય સાહિત્યિક પરિસંવાદોમાં એમણે વક્તવ્યો રજૂ કર્યાં છે. એમનાં કાવ્યોના અંગ્રેજી, હિન્દી, ઉર્દૂ, બંગાળી જેવી ભાષાઓમાં અનુવાદો થયા છે. આ ઉપરાંત તેઓ અખબારોમાં નિયમિત કટાર લખે છે. 'નવનીત સમર્પણ'ના વાચકો એમના વિવિધ વિષયોને આવરી લેતા લેખો દ્વારા એમનાથી પરિચિત છે. એમની સાથેનો આ વાર્તાલાપ એમના બહુઆયામી વ્યક્તિત્વ અને લેખનયાત્રાનો પરિચય કરાવશે.

- આ.

*પ્રશ્ન: યજ્ઞેશભાઈ, આજે એક અપૂર્વ અવસર છે, અપૂર્વ અવસર એ રીતે છે કે એક મુલાકાતકર્તા બીજા મુલાકાતકર્તાની મુલાકાત લઈ રહ્યાં છે. વળી તમે કહો છો એમ તમે મુલાકાતો લેવા ટેવાયેલા છો અને મુલાકાત આપવાનો આ તમારો પહેલો અવસર છે. તો આપણે વાત માંડીએ મુલાકાતની. તમે સાહિત્યના ઘણા પ્રકારોમાં કામ કર્યું છે. તમારા ભાષાકર્મની કલ્પના જો મેઘધનુષ તરીકે કરીએ તો એમાં મુલાકાતનો રંગ કયો હોય?*

મુલાકાતનો રંગ હું કહીશ કે આસમાની, આકાશનો. ખુલ્લાપણાનો, એક વિશાળતાનો હોય.

*પ્રશ્ન: સફળ મુલાકાત કોને કહીશું?*

મારી દૃષ્ટિએ મુલાકાત સાહજિક હોવી જોઈએ, જેમાં મુલાકાત લેનાર અને આપનાર બંને સાહજિક રીતે વાતચીત કરે અને એમાંથી નવાનવા વિષયો નીકળે, એમ એક સરસ સંવાદ ચાલતો જાય. ડોશીમાના ડાબલાથી આપણે રમતાં હોઈએ, એમ એકમાંથી બીજી વાતો નીકળતી જાય. એમાંથી માહિતી મળવી જોઈએ, એ નિરાંતજીવે લેવાયેલી હોવી જોઈએ. એમાં એક ઉષ્મા પણ દેખાવી જોઈએ. મુલાકાત લેતી વખતે મુલાકાતકર્તાએ સારા અર્થમાં એક જાતનું ચાતુર્ય બતાવવું પડે. મુલાકાત લેનારમાં ઘણું કૌશલ જરૂરી




ઉમાશંકર જોશી અને નિરંજન ભગત સાથે

છે. મુલાકાતમાંથી માત્ર સ્થૂળ માહિતી નહીં, પણ તમે મુલાકાતીના અંતરંગમાં પ્રવેશો, એના ખૂણા-ખાંચરા ફંફોસો તો એ અનાયાસ પણ હૃદય ખોલી દે. એ પણ જરૂરી છે કે જેની મુલાકાત લો છો એ વ્યક્તિ અને એ વિષયની તમે માહિતી એકત્ર કરી હોય અને વિચાર્યું હોય. મુલાકાત લેનારમાં એ સજ્જતા હોવી જોઈએ. સારી મુલાકાતોનું કાયમી મૂલ્ય હોય છે, એ માત્ર છાપામાં કે સામયિકમાં છપાયા પછી દટાઈ ન જાય, એ પછી પણ એ જીવે.

*પ્રશ્ન: આકાશવાણીના કાર્યકાળ દરમ્યાન તમે કરેલી મુલાકાતોની વાત કરો.*

હું અમદાવાદ હતો તે દરમ્યાન આર્કાઇવલ મુલાકાતોનો હું પ્રોડ્યુસર હતો. એ દરમ્યાન અમે ઉમાશંકર જોશી, પન્નાલાલ પટેલ, નગીનદાસ પારેખ, રાજેન્દ્રભાઈ, ઢાંકી સાહેબ, ફાધર વાલેસ, આર્કિટેક્ટ બી.વી. દોશી, કુમુદિની લાખિયા, ઉર્દૂ ભાષાના બહુ મોટા વિદ્વાન વારિસ અલ્વી, મહંમદ અલ્વી એ બધાની મુલાકાતો લીધી. અમદાવાદથી છેક સુરત જઈને વાસુદેવ સ્માર્તની પણ મુલાકાત લીધેલી. હું પોતે આ દરેક મુલાકાત લેનાર નહોતો, પણ હું એનો પ્રોડ્યુસર હતો અને મને લાગ્યું હતું કે આ બધું સચવાવું જોઈએ એટલે અમે એ રીતે આર્કાઇવ માટે મુલાકાતો લીધેલી. આ દસ્તાવેજીકરણની ટેવ અને સમજ એ અમારા ઘરમાં છેલ્લાં નેવું વર્ષથી છે. મારા દાદાએ ૧૯૨૦ની આસપાસ પોતાનું ઘર માંડ્યું હશે, ત્યારની હિસાબની ડાયરીઓ એમણે રાખી છે અને એમણે મારા પિતાને લખેલા પત્રો એ મારા પિતાએ સાચવી રાખ્યા છે. એ સમયનો એ

એક સામાજિક-આર્થિક દસ્તાવેજ છે કે એ સમયમાં એટલા પૈસામાં લોકો કેવી રીતે જીવતા અને એમણે કેવો સંઘર્ષ કરેલો. એ માત્ર આંકડા નથી પણ આંકડા મારફતે એ એક જીવતો જાગતો ઇતિહાસ છે. તો આ દસ્તાવેજીકરણની ટેવ મારી પાસે આ બધું કામ કરાવે છે. ઉમાશંકરભાઈની મુલાકાત એક યા બીજા કારણસર નહોતી થતી, મેં બાળહઠ કરીને એને માટે એમને રાજી કર્યા અને ભગતસાહેબે એમની મુલાકાત લીધી. એક મુલાકાત ન થઈ શકી એનો મને અફસોસ છે અને એ જાણીતા ફોટોગ્રાફર અશ્વિન મહેતા. એમનું કેવું અદ્ભુત વ્યક્તિત્વ હતું! મેં કરેલી દરેક મુલાકાતમાંથી મને કશું ને કશું મળ્યું છે. આપણે ત્યાં સમલૈંગિક સંબંધો વિષે ઘણી ગેરમાન્યતાઓ છે. આ મુદ્દે ગુજરાતમાં ચળવળ કરનાર રાજવી મનવેન્દ્રસિંહ ગોહિલની મેં એક લાંબી મુલાકાત કરેલી, એમાંથી સમાજના એક વર્ગને જોવાની આખી દૃષ્ટિ બદલાઈ ગઈ. એટલે આવું બનતું હોય છે કે આપણે ધાર્યું કંઈ હોય અને એમાંથી કંઈક બીજું જ આપણને મળે.

*પ્રશ્ન: તો હવે એ કહો કે આકાશવાણી કેવી રીતે પહોંચાયું? એ કામ થકી તમે આખા ગુજરાતનું પરિભ્રમણ પણ કર્યું.*

આકાશવાણીમાં મારું આવવાનું આકસ્મિક હતું. પર્યાવરણશાસ્ત્રમાં મેં પીએચ.ડી. કર્યું પછી એમાં નોકરીનો મેળ પડતો નહોતો, એટલામાં એક મિત્રએ મને આકાશવાણીનું નોકરી માટેનું ફોર્મ ભરવા આપ્યું, દિલ્હી જઈને મેં એનો ઇન્ટરવ્યુ આપ્યો. એ સમયે મારી થોડીઘણી કવિતાઓ છપાતી હતી. મારી અને નીરવ પટેલ, જેમનું અવસાન થયું એ કવિ, અમારા બંનેની આકાશવાણીની નોકરી માટે પસંદગી થઈ. એ એવી સરસ નોકરી હતી. જાણે હું આનંદ કરતો જાઉં અને આનંદ કરવાના સરકાર મને સામેથી પૈસા આપતી જાય! અને કેટલું બધું આપ્યું. મેં તમને અગાઉ નામ આપ્યાં એ સિવાય પણ અનેક જાણીતાં વ્યક્તિત્વોની મુલાકાતો તો થઈ પણ સાવ સામાન્ય માણસોને મળવાનું થયું, કેટલી જગ્યાએ ફરવાનું થયું. છેક લખપતના રણકાંઠાથી લઈને ડાંગમાં મેં બે વર્ષનો અરણ્યવાસ કર્યો. ડાંગના લોકો, ત્યાંનાં જંગલો-પહાડો, ઝરણાં, તમરાં, પક્ષીઓ, ત્યાંની લોકકથાઓ, લોકગીતો, એટલું બધું મળ્યું કે કંઈ અફસોસ ન રહ્યો. ત્યાંની ડાંગી રામાયણ છે, જેને કહેનાર બે જ વ્યક્તિ હતી, એક થાળી પર થાપ દઈને કથા કહેતો જાય અને બીજો એને હોંકારો ભણતો જાય. એ ડાંગી રામાયણનું આખું રેકોર્ડિંગ હું ત્યાં હતો એ દરમ્યાન મેં કર્યું. એ થયું તે સારું થયું, કારણકે એ છેલ્લી પેઢી એની વાહક હતી. એ ઉપરાંત ત્યાંની અનેક લોકકથાઓ છે જેનાં રેકોર્ડિંગ હું ત્યાં હતો તેથી કરી શક્યો. અને જંગલની વચ્ચે રહેવાનો જે આનંદ મળ્યો એનો તો કોઈ હિસાબ નથી. ત્યાં મજા કરી.




મહંમદ અલ્વી અને વારિસ અલ્વી, પાછળ યજ્ઞેશ દવે અને તુષાર શુક્લ

*પ્રશ્ન: આકાશવાણીના કાર્યકાળ દરમ્યાન તમે બીજું મહત્ત્વનું કામ કર્યું દસ્તાવેજીકરણનું. એ કામ માટે તમને અનેક રાષ્ટ્રીય પુરસ્કારો પણ સાંપડ્યા.*

૧૯૮૪થી ૧૯૯૩ સુધી હું આકાશવાણી અમદાવાદ પર હતો તે દરમ્યાન મારું કામ મુખ્યત્વે આયોજનનું હતું, હું સીધો માઈક ઉપર ભાગ્યે જ જતો. મારામાં એક સંકોચ હતો. ત્યારે મેં ખાસ કોઈ ડોક્યુમેન્ટ્રી નહોતી બનાવી, માત્ર એક ડોક્યુમેન્ટ્રી કાકાસાહેબ કાલેલકરની શતાબ્દી નિમિત્તે બનાવેલી. પણ અમદાવાદમાં જે રોપાયું એ ઊગવાનું રાજકોટમાં શરૂ થયું. મારો સંકોચ મેં રાજકોટ આવીને છોડ્યો અને મેં ઘણા ઇન્ટરવ્યુ લીધા. રાજકોટમાં સૌપ્રથમ તો મારી લાંબી કવિતા 'અશ્વત્થામા'ની એકોક્તિ તૈયાર કરી અને અમારા બહુ સારા બ્રોડકાસ્ટર ભરત યાજ્ઞિકના અવાજમાં એક અભિનવ કાર્યક્રમ રેકોર્ડ કર્યો. એને રાષ્ટ્રીય સ્તરે પ્રથમ પારિતોષિક મળ્યું. ડોક્યુમેન્ટ્રી કરવામાં મને લાભ એ થયો કે મને લેખનનો રિયાજ હતો એટલે સ્ક્રીપ્ટ પણ હું લખું અને એનું નિર્માણ પણ હું જ કરું અને ટીમમાં બીજા સભ્યો હોય એ સંગીત, એડિટિંગ વગેરેનું કામ કરે. મેં કઠપૂતળી, બહુરૂપી, નટબજાણીયા, મદારી પર જુદીજુદી ડોક્યુમેન્ટ્રી બનાવી. આ દૃશ્યકલાઓને મેં શ્રાવ્ય માધ્યમમાં મૂકી, જેમાં સંવાદો અને સંગીત દ્વારા એક આખું ચિત્ર ઊભું થાય અને એને પણ એવોર્ડ મળ્યો. આ બધી કલાઓ હવે લગભગ વિલુપ્ત થવા આવી છે. ઉપરાંત ગીરનાં જંગલ ઉપર ડોક્યુમેન્ટ્રી



ખ્યાત ચેક કવિ મિરોસ્લાવ હોલુબ સાથે

બનાવી, મારા પોતાના વિષય વિજ્ઞાનને લઈને દસ્તાવેજી કાર્યક્રમો કરવાની પણ મને મજા પડે, એટલે મેં બહેરાં-મૂગાં બાળકો ભાષા કેવી રીતે શીખે એના પર કામ કર્યું, અને એને પણ રાષ્ટ્રીય સ્તરે પ્રથમ ઇનામ મળ્યું. એ ઉપરાંત થેલેસીમિયા નામની લોહીની તકલીફ વિશે ડોક્યુમેન્ટ્રી કરી. અમે કરેલા બીજા એક શકવર્તી ફીચરનું નામ હતું ‘રન્નાદે’, જેમાં સ્પર્મ બેંકની વાત હતી. એવી રીતે માના ધાવણ ઉપર અને હિમોફિલિયા ઉપર ફીચર કર્યાં. આવા અનેક વિષયોને લઈને કામ થયું. એક ફીચર ‘સિંહમિત્રા’ કર્યું, જે ગીરના નેસડાઓમાં જે બહેનો રોજેરોજ સિંહનો સામનો કરે છે એના વિષે હતું. આ બધામાંથી વાત ન પૂછો એટલું હું શીખ્યો. ગાંધી સવા-શતાબ્દી વખતે મનુભાઈ પંચોળી ‘દર્શક’ પાસે એક વ્યાખ્યાનમાળા કરાવી. એક વાર્તાલાપ શ્રેણી એમણે ભારતીય સમાજમાં સુધારા વિષે કરી જેમાં એમણે શરૂ કર્યું ગૌતમ બુદ્ધથી અને પછી રાજા રામમોહન રાય, પછી ગાંધીજી અને ત્યાંથી પણ આગળ એમણે વાત કરી. એની ચર્ચા મારા ડાયરેક્ટર સાથે કરવા એ છેક સણોસરાથી રાજકોટ આવેલા. હિતેન્દ્ર દેસાઈ જો પંદર મિનિટ મોડા પડવાના હોય તો એમના પી.એ.ના ચાર વખત ફોન આવતા. બાબુભાઈ જશભાઈ, ઉમાશંકર એ બધાની નિષ્ઠા જોઈ. એ જમાનો કેવો હતો! આવા આવા માણસોએ મને બહુ બગાડ્યો છે. હવે જરાક આમથી આમ થાય તો મને દુ:ખ થાય અને લાગે કે આ તો ‘કબીરા બિગાડ ગયો’! દરેકની વાતમાંથી મને કેટલું બધું મળ્યું.

*પ્રશ્ન: વિજ્ઞાનની શાખાનો અભ્યાસ કર્યો હોવા છતાં તમે ભાષાકર્મ સાથે સંકળાયા અને આટલાં સર્જનો કર્યાં, આમાં*



જાણીતા ચિત્રકાર ગુલામમોહમ્મદ શેખ સાથે

*તમારા ઉછેર અને વાતાવરણનો મોટો ફાળો હશે. એટલે તમારા પરિવાર અને બાળપણ વિષે જાણવાની ઇચ્છા થાય.*

એંશી વર્ષ પહેલાં, ગાંધીજીની અંગ્રેજ હટાવ ચળવળ વખતે મારા પિતાજી અને મારા કાકા એક હરિજનના ઘરે દૂધ પી આવ્યા. ત્યારે એ સાત-આઠ વર્ષના માંડ હશે. અમારી બ્રાહ્મણની જ્ઞાતિના લોકોએ મારા દાદાને કહ્યું કે તમારા છોકરાઓ પાસે માફી મગાવો. તો મારા દાદાએ કહ્યું કે એણે કંઈક તોફાન કર્યું હોય તો હું મારતો મારતો ઘેર લઈ જાઉં, પણ એણે કશું જ એવું કર્યું નથી અને એણે જે કર્યું છે એ તમારાં બાળકો અમુક સમય પછી કરવાનાં છે એટલે હું માફી નહીં મગાવું. તેથી જ્ઞાતિ બહાર મૂકવાની ધમકી આપવામાં આવી, અને ત્રણ દીકરીઓ પરણાવવાની બાકી હતી છતાં મારા દાદાએ જ્ઞાતિ બહાર મુકાવાનું સ્વીકારેલું. એટલે એ પ્રકારનું ખમીર અને સંસ્કાર. અમે બ્રાહ્મણ ખરા પણ અમારા ઘરમાં નિયમિત પૂજા-પાઠ થતાં હોય, શ્લોકો બોલતા હોય, એવું નહીં. દાદા એ સમયમાં પણ શ્રી અરવિંદના પરિચયમાં આવેલા અને ૧૯૪૦માં એ પોંડિચેરી જઈને દર્શન કરી આવેલા અને એનો ખર્ચ એમની આખા વર્ષની આવક જેટલો હતો. એ સમયમાં ઘરમાં ઘણાં આધ્યાત્મિક પુસ્તકો હતાં અને મારા બાપુજીને પણ વાંચનનો બહુ જ રસ. મારા પિતાજીએ દસ-પંદર વિભાગોમાં એ પુસ્તકો વહેંચીને એમને નંબર આપેલા. મારા દાદા ગુજરી ગયા ત્યારે એમના છેલ્લા શબ્દો એ હતા કે મારાં પુસ્તકોને પૂઠાં ચડાવજો, એવું મારાં દાદીમા કહેતાં. મારી મા અભણ, માંડ પાંચ ચોપડી ભણેલી, પણ મારા બાપુજીએ એને પણ વાંચતી કરી. મેક્સિમ ગોર્કી અને ચાર્લ્સ ડિકન્સ કે લિયો ટોલ્સ્ટોયથી મારી

મા પણ પરિચિત હતી અને ટાગોરનાં પાત્રો પણ એને પોતાનાં લાગતાં. એટલે અમારા ચારે ભાઈઓમાં આ બધું અનાયાસ આવી ગયું.

*પ્રશ્ન: તમે સાહિત્યના જીવ પણ છો, છતાં તમારી વાતચીત ભારેખમ નથી, એમાં સુષ્ક શબ્દો કે સૂત્રાત્મકતા નથી. આ સાહજિકતા અને ભાષાની જીવંતતા શાને આભારી છે એમ તમને લાગે છે?*

મને લાગે છે કે એ આપણી પોતાની પ્રકૃતિ હોય છે. જો આપણી પ્રકૃતિ કૃત્રિમ, અતડી, દર્પયુક્ત હોય તો એ વાતચીતમાં કોઈકને કોઈક રીતે ડોકાવાનું જ છે. અને હું અધ્યાપક રહ્યો નથી કે મને કોઈ એક વિષય પર ભારેખમ થઈને બોલવાનું આવડતું હોય. એટલે મારા મનમાં જેવી રીતે આવે એમ હું બોલું છું. અને કાઠિયાવાડી લહેકો છે એનો પણ મને વાંધો નથી. અમદાવાદમાં મારા સહકર્મીઓને મજા આવતી કે મારી વાતચીતમાં ધાણીફૂટ કાઠિયાવાડી કહેવતો હોય છે. પણ હું રેડિયો પર આવતો તો ચોક્કસ પ્રશિષ્ટ ભાષા વાપરતો. આપણી જે બોલીઓ છે એની એક મજા પણ છે, એમાં તળનું બળ છે.

*પ્રશ્ન: તમારી લેખનયાત્રા દરમ્યાન ક્યારેય તમને ભાષા-સાહિત્યનો વિધિવત્ અભ્યાસ નથી કર્યો એનો અફસોસ થયો છે?*

આમ જુઓ તો અફસોસ બહુ જ ઓછો છે. સાહિત્ય એ સમાજ માટેનું છે. જ્યારે વિજ્ઞાનના વિષયો એવા છે કે એનો અભ્યાસ કરવો પડે. જે સાહિત્યના એમ.એ. અથવા બી.એ.ના વિદ્યાર્થીઓ વાંચે તે હું પણ વાંચી શકું છું, પણ વિજ્ઞાનના વિષયોનો અભ્યાસ કર્યો એનો ફાયદો એ છે કે એક બૌદ્ધિક-તાર્કિક વિચારસરણી પણ વિકસે, તમે વધારે આયોજનબદ્ધ બનો, તમે વધુ સંયોજન અને વિશ્લેષણ પણ કરી શકો. અને આકાશવાણીના મારા કાર્યકાળમાં જે પણ મુસદ્દા બનાવવાના થતા એમાં મને વિજ્ઞાનના અભ્યાસમાંથી મળેલી સૂઝ કામ આવી. એટલે મને લાગે છે કે મને તો બેય વિશ્વ મળ્યાં છે.

*પ્રશ્ન: તમારા વિજ્ઞાનના અભ્યાસની વાત કરીએ છીએ તો સાથે તમારા પીએચ.ડી.ના સંશોધન વિષે પણ વાત કરીએ. તમારા મહાનિબંધનો વિષય ઘાસને લગતો છે. આપણે 'ઘાસફૂસ' શબ્દપ્રયોગ સાવ બિનજરૂરી ચીજના અર્થમાં કરીએ છીએ. તમને એ વિષયમાં રસ કેવી રીતે પડ્યો?*

ઈકોલોજી અનેક પ્રકારની છે, અને મારા જે પ્રોફેસર હતા એમનો એ વિષય હતો. મારો વિષય ઘાસ કરતાં પણ વધુ જે ગ્રાસલેન્ડ છે એનો છે. જેમ વધારે પશુઓ એના પર ચરે એમ એ જમીનની ઉત્પાદનક્ષમતા ઓછી થતી જાય, એમાં ઘાસ ઊગતાં ઓછાં થઈ જાય અને એમાં સાવ નબળાં પ્રકારનાં ઘાસ ઊગે. એના પર મારું પીએચ.ડી. હતું. અને ઘાસને તો કોઈપણ હિસાબે

અવગણી શકાય જ નહીં, કારણકે ઘાસ છે તો આપણે છીએ. આ ઘાસની અનેક જાતો વિકસાવીને આપણે ચોખા ઉગાડીએ છીએ, ઘઉં ઉગાડીએ છીએ. જે અનાજ આપણે ખાઈએ છીએ એ બધી ઘાસની જાત છે. વાંસ પણ એક જાતનું ઘાસ છે.

*પ્રશ્ન: તમારાં સાહિત્યસર્જનો વિષે વાત કરીએ તે પહેલાં અન્ય કલાઓ પ્રત્યેના તમારા લગાવની વાત કરી લઈએ. તમને સંગીતનો ભારે શોખ છે એટલું જ નહીં તમે લખ્યું છે કે એ કળા ન શીખી શક્યાનો તમને ભારે અફસોસ છે અને કોઈ સારું ગાનારની તમને ઈર્ષા આવે છે!*

સંગીતમાં રસ તો મને ધીમેધીમે જાગ્યો, હું સમજણો થયો પછી. અને હું આજે પણ એવું કહું છું કે ભલે હું લેખક છું અને આપણે સાહિત્યકાર કહેવાતા હોઈએ પણ મારો પ્રથમ અને અંતિમ પ્રેમ એ સંગીત છે. અને અફસોસ એવો કે ભગવાને મને એવું ગળું ન આપ્યું, કે એવા હાથ ન આપ્યા કે એવા હોઠ ન આપ્યા જેનાથી હું વાંસળી વગાડી શકું કે અન્ય કોઈ વાદ્ય વગાડું કે ગાઈ શકું. હું રેડિયોમાં ન હતો ત્યારે પણ રાજકોટમાં આકાશવાણીના કાર્યક્રમો થતા અને મારી પાસે પાસ ન હોય તો પણ હું પ્રોગ્રામ શરૂ થઈ જાય પછી અડધો કલાક પછી પહોંચી જતો, કારણકે મોડા જાઓ તો આપણને કોઈ ન રોકે. એ રીતે મેં કેટકેટલા મોટા સંગીતકારોને સાંભળ્યા. એ રસ પછી મને પાશ્ચાત્ય શાસ્ત્રીય સંગીત તરફ લઈ ગયો, જાઝ સંગીત પણ હું સાંભળું. લોકસંગીતમાં પણ મને મજા આવે. લોકસંગીતમાં ઓછા સૂરો છે પણ એનો જે લય છે એમાં એક અસલીપણાનો અનુભવ થાય છે. જૂનાં ફિલ્મી ગીતોનો તો મને ગાંડો શોખ છે. મને એમ થાય કે શબ્દ સાથે તો ભાવ અથવા અર્થ જોડાયેલો છે, પણ સૂર સાથે તો એવું કંઈ જોડાયેલું નથી. વળી એક સૂર બીજા સૂરમાં વિલીન થઈ જાય અને સૂરની વચ્ચે અવકાશ છે. એટલે એમાંથી જે આવિર્ભૂત થાય છે એ અદ્‌ભુત છે. અને ઢાંકી સાહેબને ટાંકીને હું એમ પણ કહેવા માગું છું કે સંગીત એ વૈશ્વિક ભાષા છે એવું આપણે ન કહી શકીએ. દરેક એને સાંભળી શકે અને એને થોડીઘણી મજા પણ આવે, પણ બધું સંગીત બધાને માફક નથી આવતું, કારણકે સંગીતને સંસ્કૃતિ સાથે, પ્રજા સાથે, એ પ્રજાની શ્રદ્ધા સાથે, ભાષા સાથે, ઇતિહાસ સાથે સંબંધ છે, એ બધામાં એનાં મૂળ છે. સંગીત સાંભળવું ગમે એ એક ઈશ્વરી શક્તિ છે. રાજકોટમાં એક જ દિવસે જો કવિસંમેલન અને શાસ્ત્રીય સંગીતનો કાર્યક્રમ બંને હોય તો હું કવિસંમેલનમાં ન જાઉં અને સંગીતના કાર્યક્રમમાં જાઉં. છતાં વિચિત્રતા એ છે કે મારી કવિતામાં સંગીત લેશમાત્ર નથી આવ્યું. ચિત્રકલાનો

પણ મને શોખ છે. એવા કેટલાક મિત્રો મળ્યા. ભારતીય ચિત્રકલા અને પછી એમાંથી પાશ્ચાત્ય ચિત્રકારો અને એના જુદાજુદા પ્રવાહોમાં રસ પડવા માંડ્યો અને એક આખું નવું વિશ્વ ખૂલી ગયું. જેમ ચેતનાનો વિસ્તાર કરવો જોઈએ એમ આપણા રસનો પણ વિસ્તાર કરવો જોઈએ. મેં થોડાં ચિત્રો કરવાનો પ્રયત્ન કરેલો પણ પછી ખ્યાલ આવી ગયો કે આમાં મારે આગળ વધવું હોય તો બહુ મહેનત કરવી પડે. એટલે ચિત્રકલાનો રસ એના વિષે વાંચવા-વિચારવા પૂરતો જ મર્યાદિત રહ્યો છે.

*પ્રશ્ન: તમે પાશ્ચાત્ય સંગીતની વાત કરી એની સાથે સંલગ્ન એક વાત કરીએ- તમે ચાયકોવ્સકીના પત્રોના અનુવાદનું કામ હાથ ધર્યું છે. તમારી સંગીતપ્રીતિ તમને એ તરફ લઈ ગઈ?*

જયંત મેઘાણી, કિરીટ દૂધાત જેવા મિત્રો પાસેથી એ પુસ્તક વિષે સાંભળેલું. ૧૯મી સદીનો રશિયાનો એક ઉત્તમ સંગીતકાર, એ સંગીતશાળામાં નોકરી કરતો હતો અને એને સંપર્કમાં આવવાનું થયું એક અતિ ધનાઢ્ય વિધવા સ્ત્રી સાથે. બાર સંતાનની આ માતા એના પતિના મૃત્યુ પછી બહાર નહોતી નીકળતી. કોઈકે પરિચય કરાવ્યો અને એણે ચાયકોવ્સકીને બોલાવી બીજા રૂમમાં બેસાડી એને સાંભળ્યા અને એ પાગલ થઈ ગઈ. એ સ્ત્રીએ ચાયકોવ્સકીને સંગીતમાં ખૂબ ઉત્તેજન આપ્યું પણ તેર વર્ષના એમના સંબંધમાં બે જણ ક્યારેય મળ્યાં નહીં. એમના પત્રો દ્વારા આ વિરલ સંબંધનો ખ્યાલ આવે છે. તેર વર્ષ પછી ઓચિંતાની કોઈક એવી ક્ષણે એ સ્ત્રી એ સંબંધમાંથી પાછી ખસી ગઈ. પછી છ મહિનામાં ચાયકોવ્સકીએ હાથે કરીને કોલેરાવાળું ગંદું પાણી પીને બીમારી નોતરી લીધી અને એમનું મૃત્યુ થયું. પછી થોડા મહિનામાં આ સ્ત્રીનું પણ મૃત્યુ થયું. એ પુસ્તક મને મળ્યું અને એને મેં થોડું ટૂંકાવ્યું છે, અઢાર વર્ષથી એ અનુવાદ કરેલો પડ્યો છે, હવે હું એને મઠારું છું અને હવે શક્ય છે કે ટૂંક સમયમાં એ કદાચ પ્રગટ થાય. સંગીત પ્રત્યેનું મારું ઋણ આ રીતે ચૂકવાય એવો મારો આમાં પ્રયત્ન છે.

*પ્રશ્ન: હવે તમારી સર્જનશીલતા તરફ વળીએ- પહેલું સર્જન ક્યારે થયું? ક્યાં પ્રગટ થયું?*

૧૯૭૬માં હું એમ.એસસી, પીએચ. ડી. કરતો હતો ત્યારે થોડી લખવાની શરૂઆત થયેલી. મારી ડાયરીઓ અનેક નાની-નાની કવિતાઓથી ભરેલી હતી. એકવાર એવો શૂરો ચડ્યો કે સુરેશ દલાલને 'કવિતા' માસિક માટે કાવ્ય મોકલીએ. એ વખતે એવું ગણાતું કે એમાં તમારું કાવ્ય છપાય તો જ તમે કવિ ગણાવ. મેં મોકલેલી છ-સાત કવિતાઓ એમણે પાછી મોકલી અને લખ્યું કે 'જીવનનો અને કવિતાનો તમને

[અનુસંધાન પૃ. ૧૨૧]



# ઉકેલ

☐ રવીન્દ્ર પારેખ

**'આ** ઠીક નથી!' આરતી બોલી.

'હું પણ સમજું છું, પણ...'

આશય આગળ બોલી ન શક્યો. એ જાણતો હતો કે આરતી ખોટી નથી, પણ પપ્પાને કંઈ પણ કહેવાની તેની હિંમત નો'તી.

એને સમજાતું નો'તું કે પપ્પાને રોકવા કઈ રીતે? આજ સુધી પપ્પાએ કોઈ વાતે આશયને રોક્યો નો'તો. તે આરતી જોડે પરણવાની વાત લઈને આવ્યો ત્યારે મમ્મીએ સાફ ના પાડી દીધેલી, 'એ મરાઠી છોકરી આપણને નહીં ચાલે. એનાં આમટી ને અનારસા...'

પણ, પપ્પાએ મમ્મીને સમજાવેલી, 'દીકરાએ આપણને જાણ કરી તે એણે ભૂલ કરી છે? એને આશીર્વાદ આપ!'

'પણ, એના ખંડોબા ને હલદીકુંકું... એના રીતરિવાજો ને...'

'એ બધું હોય છે તો જીવવા માટે જને? અહીં આવીને આપણું શીખી જશે ને ન શીખે તો ભલે! એની સાથે જીવવાનું આશયે છે... એને વાંધો ન હોય તો...'

-ને મમ્મી માની ગયેલી. એણે આશિષ આપેલા આરતીને!

એ આરતી કહેતી હતી, 'આ ઠીક...'

આમ તો કશું નક્કી નો'તું, પપ્પાએ તો જસ્ટ એક વિચાર મૂક્યો હતો, 'આશય, બેટા, મને એવું થાય છે કે... હું...' પપ્પા અટકેલા.

આશય બોલેલો, 'બોલી નાખો, અતુલભાઈ! તમે વળી અચકાતા ક્યારથી થયા?'

પણ અતુલભાઈ ખરેખર અચકાયેલા. વાત જ એવી હતી કે-

એ સાચું હતું કે કોઈ વાતે કંઈ ઓછું નો'તું. આશય બધી જ જરૂરિયાતો પૂરી કરતો હતો. અતુલભાઈ ઘણીવાર કહેતા પણ ખરા, 'મારાં પેન્શનમાંથી લઈ લેને! તું શું કામ આપે, મારું બિલ? લે, આ ડેબિટકાર્ડ!'

આશય એ કાર્ડ લેતો નહીં, ગમ્મત કરતો,'આજે નથી લેતો, કારણ,પછી તો બધું મારું જ...'

બંને હસતા. આરતી પણ હસતી, 'પપ્પા, તમારો દીકરો જ નથી ઇચ્છતો કે તમે લાંબું...'

'તું છે, પછી એ એવું ઇચ્છી જ કઈ રીતે શકે?'

'પપ્પા!' આરતી ચિડાતી.

'ગમ્મત કરું છું, દીકરા!' અતુલભાઈ હસતા.

'દીર્ઘાયુ ભવ!' આરતી પણ આશીર્વાદની મુદ્રામાં હાથ ઊંચો કરતી ને સૌ હસતાં.

આરતી ઘણીવાર તેના પિયરમાં કહેતી પણ ખરી, 'મને તો લાગતું જ નથી કે મલા સાસરે આહે... એમ લાગે છે કે એક પપ્પા માહેરમાં છે ને એક સાસરીમાં...' પછી ઉમેરતી, 'પપ્પા સામે કહેતા સંકોચ થાય, પણ સાસરીના પપ્પા સામે? જરાય નહીં!'

એ આરતી કહેતી હતી,'આ ઠીક...'

*

ડોરબેલ વાગ્યો. અતુલભાઈ વોટ્સ એપ મેસેજ ટાઈપ કરતાં કરતાં ઊઠ્યા. બારણું ખોલ્યું, 'આવી ગયો, બેટા?'

'હા, દાદા, તમે જમી લીધું?'

'ના. તારી રાહ જોઉં છું, બેટા! '

'હું જમીને આવ્યો છું. કાલે કહેલું તો ખરું! સ્કૂલમાં પાર્ટી છે-'

'અરે! હું તો ભૂલી જ ગયો.'

'તમારી થાળી કરી આપું?'

'તું થાળી કરશે?' અતુલભાઈ હસી પડ્યા, 'રહેવા દે, હું લઈ લઈશ! તારે ટ્યુશને જવાનું હશેને!'

'વાર છે, પણ માસીને ત્યાં જાઉં છું. ત્યાંથી જ ટ્યુશને-'

'તું જપીશ જરા? ઘરમાં તો ટકતો જ નથી. મારી પાસે થોડું બેસે તો...'

'દાદુ, પાસે બેસીશને તો તમે મેસેજ સેન્ડ નહીં કરી શકો.'

'તું બેસે તો મારે મેસેજ કરવા જ શું કામ પડે? નાનો છે તો નાનો જ રહેને!' અતુલભાઈ હસવા ગયા, પણ હસાયું નહીં, 'સારું, ધવલ, જ્યાં જવું હોય ત્યાં જા, પણ પાણી પીને જા!'

'સારું', બોલતો ધવલ ગયો ને અતુલભાઈ વોટ્સએપ લઈને બેઠા. થોડા મેસેજ એમણે ડિલિટ કર્યા. વોલક્લોકમાં એક વાગ્યો હતો... હજી એક જ...?'

અતુલભાઈથી નિસાસો નખાઈ ગયો. રસોડામાં કારણ વગર એમ જ આંટો મારી આવ્યા. ડ્રોઈંગરૂમમાં જઈ આવ્યા તો લાગ્યું કે ત્યાં પણ ત્રણેક આંટા તો થયા જ હતા. નેટ બંધ હતું એટલે ફેસબુક કે ઇન્સ્ટાગ્રામનું ઠેકાણું પડ્યું ન હતું. જોકે મોબાઈલમાં પણ એ બધું હતું જ, પણ આંખો બહુ ખેંચાતી હતી. હવે ૭૮ વર્ષની આંખો તો કેવીક હોય? એટલું સારું હતું કે દેખાતું તો હતું, પણ એ દેખાતું ન હતું કે પોતે વિચારે છે તે બરાબર...

*

આશયને કહેવા તો ગયા અતુલભાઈ, પણ એને બેંકમાં જવાનો ટાઈમ થતો હતો ને આરતી તો વહેલી જ નીકળી ગઈ હતી એટલે સાંજે એ આવ્યો ત્યારે કહેવાની કોશિશ કરી જોઈ, પણ આરતી આવી ચડી એટલે વાત અટકી. આરતી સમજી ગઈ ને રસોડામાં જતી રહી ત્યારે માંડ જીભ ઊપડી હતી. અતુલને પહેલાં તો ભરોસો જ ન પડ્યો કે પપ્પા આવી વાત કરશે! એણે રાત્રે અંધારામાં આરતીને કહ્યું તો આરતીએ સ્વિચ ઓન કરી. આશયને એણે ધારીને જોયો. એ પૂરો ગંભીર હતો.

'આ ઠીક નથી!' આરતી બોલી હતી.

*

એક રાતે અતુલભાઈને એકદમ જ સણકો ઊઠ્યો ને પછી પીઠમાં એટલું દુખ્યું કે મરવાથી થોડુંક જ છેટું રહી ગયાનું લાગ્યું. એમને થયુંય ખરું કે આશયને બૂમ મારીને ઉઠાડે, પણ એ દિવસોમાં એ ટ્રેઈનિંગમાં હતો એટલે મોબાઈલ થઈ ગયો તે પણ કટ કર્યો. જાતે કોશિશ તો કરી, પણ હાથ દુખાવા સુધી પહોંચતો નો'તો. ક્રીમ આંગળી પર લીધુંય ખરું, પણ હાથ ટૂંકો જ પડ્યો. આરતીને ઉઠાડવાનો વિચાર આવ્યો. આમ તો બાજુની રૂમમાં જ હતી, એમણે નંબર પણ લગાડ્યો, પણ ઠીક ન લાગતા અટક્યા. જીવ નીકળી જશે એવું લાગ્યું, પણ વેઠવાનું જ હતું એટલે...

સવારે આરતીને કહ્યુંય ખરું,' કાલે રાતના એટલું દુખ્યું કે-'

'મને ઉઠાડવી'તીને!'

'તને જગાડવાનું ઠીક ન લાગ્યું.'

'મારા પપ્પાએ ઉઠાડી હોત તો એમને ના પાડી હોત?' આરતી હસી પડી,' કાય તુમી પણ, પપ્પા!'

'પણ પીઠ પર ક્રીમ...'

અતુલભાઈએ વાત હસવામાં ઉડાવી દીધી. જોકે એ આખી રાત અતુલભાઈને સતત એમ જ થયું હતું કે આવે વખતે આશયે અહીં હોવું જોઈતું હતું, પણ એ નો'તો ને... આરતીને કહ્યું હોત તો એણે ના ન પાડી હોત, પણ મોડી રાતે જીભ ઊપડી નો'તી.

જોકે દિવસે કહેવાનું હોત તો પણ જીભ ઊપડી હોત કે કેમ તે...

ને કહેતે પણ કોને? કોઈ હોવુંય જોઈએને! અગિયારેક પછી તો ઘરમાં જ કોઈ... આશય ને આરતી તો નોકરીએ નીકળી ગયાં હોય ને ધવલ સ્કૂલે હોય એટલે...

એ તો સારું હતું કે મોબાઈલ હતો તો ફેસબુક કે વોટ્સએપ પર ચેટિંગમાં વખત જતો હતો. બેચાર સારા મિત્રો મળી ગયા હતા સોશિયલ મીડિયા પર, પણ એ પણ આરસીમાં દેખાતા ચહેરા જેવું જ હતું. આરસી સામે હો એટલી જ વખત સામે કોઈ હોય, પછી તો એય ખાલી જ-

આવે વખતે કોઈ ઘરમાં હોય તો બે ઘડી...

પહેલી વાર વિચાર આવ્યો તેવો જ દાબ્યો, સજ્જડ રીતે. પોતાને જ એટલું

અજુગતું લાગ્યું કે....

પછી બહુ જ નિર્મમતાથી વિચારતાં લાગ્યું કે કમસે કમ દીકરાને કાને વાત તો નાખવી જ જોઈએ ને એમણે કહ્યું જ, 'આશય મને એમ લાગે છે કે-'

અતુલભાઈ અચકાયા. આશયે કહ્યું પણ ખરું, 'બોલી નાખો, અતુલભાઈ! તમે વળી અચકાતા-'

*

રાત્રે આરતીને કહ્યું, 'પપ્પા લગ્ન કરવાની વાત કરે-'

આરતીએ સ્વિચ ઓન કરી, 'ગમ્મત કરે છે?'

'ના.'

'આ ઠીક નથી,' આરતી બોલી.

'હું પણ સમજું છું, પણ-'

'આ ઉંમર લગ્નની છે?'

'નથી જ. લગ્નની ઉંમરે પણ ન પરણ્યા. એકાવનના હતા, મમ્મી ગઈ ત્યારે.'

'ત્યારે કૈંક ઠીક પણ હોત!'

'એ ઠીક એમણે ન કર્યું ને છેક આ ઉંમરે-'

'ઠીક નથી!'

*

ધવલ રમવા ગયો હતો ને આવતાંની સાથે જ આશયે વાત છેડી હતી,' પપ્પા, હું જાણું છું કે તમે વિચાર્યું જ હશે, પણ આ ઉંમરે લગ્ન-'

'તને એમ લાગે છે કે હું પિતા બનવા આવું...'

'એવું નથી, પપ્પા,' આરતી સોફા પર સામે બેસતાં બોલી, 'કારણ ગમે તે હોય, પણ આ ઉંમરે પરણો તો વાતો તો થાય.'

'તે તમે પરણ્યાં ત્યારેય ક્યાં નો'તી થઈ?' અતુલભાઈ ટેવ જેવું હસ્યા.

'અમારી વાત જુદી હતી, પપ્પા.' આશયે સમજાવવાની કોશિશ કરી જોઈ, 'પ્રશ્ન ઉંમરનો છે.'

'તે તો ઘટે એમ નથી.' અતુલભાઈ વળી હસ્યા.

'માઝે વડીલ કરતાં તમને મેં વધારે માન્યા છે,' આરતીએ બહુ જ ભાવથી કહ્યું,'તમને શું ઓછું પડ્યું કે-'

'કૈં જ ઓછું નથી પડ્યું, આરતી, તમે લોકો પૂરતું ધ્યાન રાખો જ છો, પણ એમ લાગે છે કે મારે-'

'વારુ, કોઈ પાત્ર નક્કી કર્યું છે? કોઈ જોડે વાત કે એવું કંઈ...?'

અતુલભાઈ હળવાશથી બોલ્યા, 'કંઈ નક્કી કરી બેઠો છું એવું નથી, આશય! ધારો કે તમે લોકો 'હા' પાડો તો પણ, એ નથી જાણતો કે શું કરીશ? કોઈ મને પરણવા તૈયાર થશે કે કેમ એ પણ... ને મારી તૈયારી હોય તો પણ સામે...? અરે! કોઈ તૈયાર થશે પણ કે કેમ તે...'

'તો પછી કેમ આવું વિચારો છો?'

'ઓકે. નથી વિચારતો, બસ!'

અતુલભાઈએ પૂર્ણવિરામ મૂકી દીધું ને પોતાની પાછળ ફરીને જોયું. ક્યાંક

કોઈ ઉગ્રતા તો નથી આવી ગઈને, અવાજમાં! પણ એવું નો'તું. આશય સામેથી ઊઠીને અતુલભાઈની પાસે બેઠો. એમનો હાથ હાથમાં લીધો. બહુ જ વહાલથી એમની હથેળી પોતાની હથેળીઓ વચ્ચે હળવેથી દબાવી, 'પપ્પા, તમે અમારું સારું જ કર્યું છે. મમ્મીને ગયાંને ૨૭ વર્ષ થયાં ત્યારે તમે પરણી શક્યા હોત, પણ ત્યારે તમને ઠીક ન લાગ્યું ને આજે-'

'અમારી ત્યારેય ના ન હતી ને આજેય નથી, પપ્પા.' આરતીએ પૂરા સદ્ભાવથી કહ્યું.

અતુલભાઈએ આરતીની સામે જોયું. પછી આભારવશ હસ્યા. આશય કશુંક પૂછવા જતો હતો પણ અટક્યો. અતુલભાઈએ એ જોયું ને એનો સવાલ કળી ગયા હોય તેમ સ્વગત બોલ્યા, 'તમે કોઈ નથી હોતાં એવા ઘણા કલાકો હું ઘરમાં વિતાવું છું. મને ખબર છે કે કોઈ મને એકલો પાડવા માગતું નથી, પણ...' અતુલભાઈના અવાજમાં ભીનાશ ઊતરી આવી, 'હું બહુ એકલો...'

ચારે તરફથી આ ત્રણની વચ્ચે મૌન આવીને ગોઠવાઈ ગયું ને પળવારમાં તો બરફની જેમ જામવા માંડ્યું. અતુલભાઈને એમ પણ લાગ્યું કે વચ્ચે ખડક થઈ ગયું તો મૌન તોડવાનું પછી અઘરું થઈ પડશે. એટલે ડૂસકું બનવા લાગે તે પહેલાં જ તે બોલ્યા, 'તમે સૌ મારા છો, તોય એવું લાગે છે કે કોઈ મારું...'

'પપ્પા,' આરતીને કંઈક સમજાતું હતું, પણ તેના શબ્દો બનતા ન હતા, તોય બોલી, 'હું નોકરી છોડી દઉં, પપ્પા?'

'ના, દીકરા', અતુલભાઈ તરત જ બોલ્યા,'નોકરી તને ફાવે છે તો-'

'ફાવે એટલે ન છોડાય એવું નથી.' આરતી મલકાઈ.

'તને યાદ છે ને તે રાત્રે મને દુખાવો ઉપડ્યો ત્યારે તું ઘરમાં જ હતી, પણ...'

ત્યાં જ 'મમ્મી' બોલતો ધવલ દોડતો આવ્યો. તે રડતો હતો ને આંખો ચોળતો હતો. આશયે તેને રોકતાં પૂછ્યું, 'શું થયું?'

તેને નજીક ખેંચવા તેણે હાથ લંબાવ્યા.

પણ, ઉઘાડબંધ આંખે ધવલ મમ્મી તરફ દોડ્યો ને તેને વળગી પડતાં બોલ્યો, 'નીચે મારામારી થઈ તેમાં-'

આરતીએ તેને માથે હાથ ફેરવતાં કહ્યું, 'જોવા તો દે,' ને તેની આંખો જોવા લાગી, 'થેંક ગોડ! આંખો તો ઠીક છે...'

'બધું ઠીક થઈ જશે', અતુલભાઈએ હસતાં હસતાં કહ્યું,' મમ્મીનો હાથ માથે છે પછી... ચિંતા શું કરે છે...?'

આશય બોલ્યો તો નહીં, પણ તેને થયું તો ખરું કે માથે હાથ ફેરવનારું કોઈ...



# કવિ કાન્તની ખુરશી

## (મારાં ભાવનગરનાં સંસ્મરણો)



☐ પ્રવીણસિંહ ચાવડા

## ૨૪. મનુભાઈ પંચોળી

**મ**ને યાદ છે ત્યાં સુધી બે વર્ષ દરમિયાન મારે એક જ વાર લોકભારતી, સણોસરા જવાનું થયું હતું. ત્યારે મનુભાઈ હાજર નહોતા તેથી એમને મળી શકાયું નહોતું. દિવસ દરમિયાન મારો મોટાભાગનો સમય સંસ્થાના પુસ્તકાલયમાં ગયો, મુખ્યત્વે ઇતિહાસ અને તત્ત્વજ્ઞાનના કબાટો પાસે. દર્શક કેવાં કેવાં પુસ્તકો વાંચે છે એ જાણવામાં મને રસ હતો. હું માનું છું કે કોઈ કોઈ વ્યક્તિ દ્વારા વંચાય તે પછી પુસ્તકમાં એની હાજરી રહેતી હોય છે. બે પક્ષો વચ્ચેનો જીવંત વ્યવહારઃ પ્રાપ્તિ માત્ર એકને, એટલે કે વાચકને જ થાય એવું ન હોય.

મનુભાઈને પ્રથમવાર જોવા-સાંભળવાનું થયું ગારિયાધાર તાલુકાના માઈધર ('માતૃધારા')માં પ્રૌઢ શિક્ષણની યોજનાને અંતર્ગત લોકભારતી દ્વારા કેન્દ્ર સરકારની સહાયથી લોકશિક્ષણની સંસ્થાની સ્થાપના કરવામાં આવી, જેનું ઉદ્‌ઘાટન મુખ્યમંત્રી શ્રી બાબુભાઈ જશભાઈ પટેલના હસ્તે રાખેલું હતું. શિયાળો હતો, યોગાનુયોગ મુખ્યમંત્રીશ્રીને સખત શરદી થયેલી હતી અને ગળું સાવ બેસી ગયું હતું, છતાં તેઓ ઉપસ્થિત રહ્યા હતા એટલું જ નહીં, સાવ ટૂંકું ન કહી શકાય એવું વક્તવ્ય પણ આપ્યું હતું. એમને મન આ યોજનાનું એટલું મહત્ત્વ હતું. ગામડાના ખેડૂતો અને સુથાર, લુહાર, વણકર જેવા કારીગરોને તેમના વ્યવસાયમાં ઉપયોગી થાય તેવી તાલીમ આપવાનો આ સંસ્થાનો હેતુ હતો. રાજ્યમાં આ પ્રકારની તે પહેલી સંસ્થા હતી.

અન્ય મહાનુભાવો પછી લગભગ છેલ્લે (અલબત્ત, મુખ્યમંત્રીશ્રીના વક્તવ્ય પહેલાં) મનુભાઈનો વારો આવ્યો. ખાસીવાર માઈક્રોફોનની સામે ઊભા

રહી નિરાંતે શ્રોતાગણ પર નજર ફેરવી (જેમાં મોટાભાગના આજુબાજુનાં ગામોના અભણ ખેડૂતો અને કારીગરો હતા). પછી, મંચસ્થ મહાનુભાવો સામે સહેજ રમૂજ સાથે જોયું.

મૌનની એ ક્ષણોમાં જાણે આજુબાજુની હવા બદલાઈ ગઈ.

પ્રસ્તાવના કંઈક આ રીતે કરી:

'આ મોટામોટા સાહેબો આટલું સરસ બોલ્યા, જ્ઞાનની વાતો કરી, શિક્ષણ એટલે શું તે સમજાવ્યું, આ યોજનાના હેતુઓ ગણી બતાવ્યા, ત્યારે હું આ સામે બેઠેલા ભાઈઓના ચહેરા સામે જોયા કરતો હતો અને વિચારતો હતો કે વિદ્વાનોની ભાષામાંથી આ બધા કેટલું સમજતા હશે? અને છતાં, ધીરજથી બેઠા છે, કાન દઈને સાંભળી રહ્યા છે. ખુશ થાય છે, હકારમાં મસ્તક ડોલાવે છે. એમને આસ્થા છે કે આ બધા ભણેલા માણસો ભેગા થયા છે, સારી સારી વાતો કહે છે, આપણને ન સમજાય, પણ કંઈક આપણા લાભની વાત હશે-'

સહેજ ખોખરો અવાજ, સાવ સાદી લગભગ તળપદી ભાષા, અટકી અટકીને આવતાં વાક્યો, વાક્યખંડો. એક પણ શબ્દ પુસ્તકોમાંથી કે અન્ય કોઈની પાસેથી લીધેલો નહીં.

Writing degree zero.

એની જેમ આ: speaking degree zero.

* * *

તે પછી એક નિમિત્તે મનુભાઈ સાથે કામ કરવાની, પ્રામાણિકતાથી કહું તો એમને કામ કરતા જોવાની તક મળી.

પ્રાથમિક શિક્ષણને લગતો કાયદો (Bombay Primary Education Act) ઘણો જૂનો છે. સમકાલીન સંદર્ભમાં એમાં જરૂરી સુધારા સૂચવવા માટે રાજ્ય સરકાર દ્વારા મનુભાઈની અધ્યક્ષતા નીચે એક સમિતિની રચના કરવામાં આવી હતી. મનુભાઈ ઉપરાંત બીજા એક સભ્ય તે શ્રી મહેતા અને સચિવ તરીકે પ્રાથમિક શિક્ષણના નાયબ નિયામક શ્રી આદમભાઈ વોરા. મહેતા લાંબા સમયથી અમદાવાદ મ્યુનિસિપલ કોર્પોરેશનમાં શાસનાધિકારી (Administrative Officer) તરીકે સેવાઓ આપતા હતા. વોરા સાહેબના શબ્દોમાં, મહેતા એટલે 'પ્રાથમિક શિક્ષણનો કીડો.'

સમિતિની બેઠક મનુભાઈની અનુકૂળતા ખાતર ભાવનગર સર્કિટ હાઉસમાં રાખવામાં આવી હતી. આમ તો મારે પ્રાથમિક શિક્ષણ સાથે કોઈ સંબંધ નહીં, તે માટે જુદા અધિકારી હતા જ, છતાં વોરાસાહેબે રિઝર્વેશન વગેરે જરૂરી વ્યવસ્થા કરવા મને જણાવ્યું હતું. પહેલા દિવસે શરૂઆતમાં હું મળવા ગયો. ચા-પાણી પછી સમિતિનું કામ શરૂ થયું, મહેતાએ કાયદાની પુસ્તિકા ઉઘાડી અને આ અતિરિક્ત માણસ (Superfluous man) ઊભો થયો.

આદમભાઈ કહે, 'ક્યાં ચાલ્યા?'

'ઓફિસે જાઉં-'

'ઓફિસમાં ખાસ મહત્ત્વનું કામ ન હોય તો બેસો.'

આ સંવાદ મારે સુધારીને નવેસરથી લખવો પડશે કારણ કે બોલનારનાં પાત્રોને ન્યાય મળતો નથી. એમાં આદમભાઈની ભાષા નથી, શૈલી નથી.

'ક્યાં હેંડ્યા?'

'ઓફિસે-'

'ઓફિસમાં શું દાટ્યું છે?'

કોઈને તોછડાપણું લાગે, ખૂબ સિનિયર અધિકારી હતા, પણ બધાંની સાથે આવી જ સહજતા અને આત્મીયતાથી વાત કરતા.

'આભલું હેઠું પડે છે?'

મેં કહ્યું, 'ના, એવો ભય નથી-'

'હેઠું પડતું હોય તો તમારા માણસોને કહો કે થોડીવાર ટેકો દઈ રાખે.'

પછી કહે, 'આ પણ તમારી ટ્રેનિંગ જ છે.'

એમ, ત્રણેક દિવસ સતત, સવાર-સાંજ ચાલતી લાંબી બેઠકોમાં હાજર રહેવાની તક મને મળી.

ચર્ચાની પદ્ધતિ કંઈક આવી હતીઃ એક એક કલમ વોરાસાહેબ વાંચે. મહેતા પોતાના અનુભવના આધારે એના ગુણદોષ, મર્યાદાઓ, વ્યવહારમાં પડતી મુશ્કેલીઓની ચર્ચા કરે. આ દરમિયાન મનુભાઈ આંખો બંધ રાખીને બેઠા હોય. એમની પાસે પુસ્તક, કાગળ,



મનુભાઈ પંચોળી

પેન કશું નહીં. મહેતાનું પૂરું થાય ત્યારે આંખો ખોલે અને જેતે મુદ્દાની તાત્ત્વિક ચર્ચા કરે. પેલા બે સાહેબો કાગળ પર એની નોંધ કરે.

કોઈ પણ કાયદો મનઘડંત (arbitrary) ન હોઈ શકે, તેની પાછળ દર્શન હોય, વૈચારિક ભૂમિકા હોયઃ આ મને પહેલીવાર સમજાયું.

હું?

હું અદશ્ય હતો.

આમ પણ, સામાન્ય રીતે ફિલસૂફનાં પોપચાં ઢળેલાં હોય, ક્યારેક થોડી ક્ષણો માટે ઊંચાં થાય તો આંખોમાં ધુમ્મસ હોય.

પહેલા દિવસે બેઠક કલાકેક ચાલી તે પછી ધુમ્મસની આરપાર હું દેખાઈ ગયો હોઈશ, કંઈક વિસ્મય, કંઈક રમૂજ સાથે મારી સામે તાકી રહ્યા.

સહાનુભૂતિથી કહે, 'તમે પણ કંઈક

બોલવા જેવું લાગે તો બોલજો!'

મારી જાતને જેટલી ઓળખું છું પોતાનો મને જેટલો પરિચય છે, તેને આધારે કહી શકું કે, અણુવિજ્ઞાનીઓની બેઠકમાં પણ અભિપ્રાય આપ્યા વગર ન રહી શકું એવો હું, આમ ખુલ્લું આમંત્રણ મળ્યું તે પછી સાવ મૂંગો તો નહીં જ રહ્યો હોઉં.

(નોંધઃ સમિતિના અહેવાલનું શું થયું? ઉત્તર છેઃ કંઈ જ નહીં. થોડા જ સમયમાં ચૂંટણી આવી અને રાજ્યમાં અન્ય પક્ષની સરકાર બની. અભરાઈઓમાં જગ્યા તો નહીં જ હોય, આવા અનેક અહેવાલોથી એ છલકાતી હશે. જેમ તેમ એમાં ખોસવો પડ્યો હશે. અથવા ખૂણામાં નાખવામાં આવ્યો હશે.

* * *

મનુભાઈ સાથે કામ કરવાની તક ૧૯૯૫-૯૬માં પાઠ્યપુસ્તક મંડળની કામગીરી નિમિત્તે મળી. તે વર્ષે ધો-૫ માટે નવાં પાઠ્યપુસ્તકો તૈયાર કરવાનાં હતાં. મેં જોયું કે ઇતિહાસમાં અંગ્રેજી શાસન અને સ્વાતંત્ર્યસંગ્રામ ભણાવવામાં આવતાં હતાં : નવ-દસ વર્ષના બાળકના માથે ક્લાઈવ, વેલેસ્લી, લોર્ડ લીનલીથગો અને બાળકની સામે સત્યાગ્રહ! વિચારમાત્રથી અરેરાટી થઈ જાય એવી સ્થિતિ હતી. મારી સમજ એવી હતી કે એ ઉંમરના બાળકને ઇતિહાસ વાર્તારૂપે જ શીખવવો જોઈએ. રતિલાલ બોરીસાગર, આપણા વરિષ્ઠ સાહિત્યકાર, તે અમારી શૈક્ષણિક (Academic) શાખાના વડા; એમને પણ વિચાર ગમ્યો. સાથે, અમે નક્કી કર્યું કે વિષયસલાહકારની જવાબદારી સ્વીકારવા મનુભાઈને વિનંતી કરવીઃ પુસ્તકનું સ્વરૂપ એ નક્કી કરે, લેખકોની પસંદગી પણ એ કરે અને આખું પુસ્તક એમના માર્ગદર્શન નીચે તૈયાર થાય.

અમે મનુભાઈને મળ્યા, એમણે મારી વાત ધીરજથી સાંભળી અને સંમતિ આપી. પુસ્તકની રૂપરેખા નક્કી કરવા માટેની પહેલી કાર્યશિબિર સણોસરામાં જ રાખી જેમાં અમારી ટીમ ઉપરાંત ઇતિહાસના ત્રણ-ચાર જાણીતા અધ્યાપકો પણ હતા. મનુભાઈનું સ્વાસ્થ્ય સારું નહોતું, બોલતાં હાંફ ચડતી હતી, છતાં ત્રણ દિવસ સતત અમારી સાથે કામ કર્યું.

એમના પહેલા શબ્દો યાદ છેઃ 'શરૂઆત વેદોથી કરીએ. પ્રથમ મૂકીએ અપાલાની વાર્તા.'

અપાલા કોણ? અરે ભાઈ, ઋષિ હતાં, સ્ત્રી-ઋષિ, વેદોના જમાનામાં! જ્ઞાનનાં દ્વાર કોઈને માટે બંધ નહોતાં. સમાનતા હતી. બાળક પાસે આપણે આ વાત મૂકવી છે. અપાલાને ચામડીનો રોગ થયો તેથી પતિએ એમનો ત્યાગ કર્યો. ઋષિએ સૂર્યદેવતાની આરાધના કરી, દેવતા એમની સામે સ્વયં પ્રગટ થયા, એમના સ્પર્શથી રોગ દૂર થયો. એ ભૂમિકાએ પહોંચ્યા પછી રાગદ્વેષનું શું,

વેર શું? પતિ, તુચ્છ માણસ, છતાં પાછાં એની પાસે ગયાં અને ક્ષમા આપી.

અપાલા.

યાજ્ઞવલ્કય - મૈત્રેયી સંવાદ.

યાત્રવલ્કય - ગાર્ગી સંવાદ.

આરુણિ.

નચિકેતા.

આમ અમારું કામ ચાલ્યું. દરેક વાર્તા, દરેક પાત્રને આધુનિક સંદર્ભ.

લેખકોની પસંદગી મનુભાઈએ જ કરી, જેમાં ભાઈ મનસુખ સલ્લા, ભરતભાઈ ભટ્ટ વગેરે હતા. આમ પુસ્તક તૈયાર થયું. દર્શક જેવા સર્જકનું પુસ્તક પ્રાથમિક શાળાના લાખો વિદ્યાર્થીઓ સુધી પહોંચે તે વિરલ ઘટના હતી.

આ પ્રકરણ લખતી વખતે કેટલીક માહિતી માટે મેં રતિભાઈને ફોન કર્યો, તો એમણે બે પ્રસંગો કહ્યા, જેનાથી હું અજાણ હતો.

પહેલીવાર અમે મનુભાઈને મળ્યા ત્યારે એમણે હા તો પાડી, પણ પાછળથી રતિભાઈને એકલાને મળવા બોલાવ્યા અને કહ્યું, 'આ તમારા અધિકારી વાતો તો સારી કરે છે, પણ એમનામાં કામ પાર પાડવાની હિંમત છે? ઘણા જુવાનિયાઓમાં ઉત્સાહ હોય છે, પણ આગળ જતાં ફસકી જાય છે. હું નવરો માણસ નથી, બગાડવા માટે મારી પાસે એક મિનિટ પણ નથી. પરંતુ, પુસ્તક તૈયાર થઈને વિદ્યાર્થીઓના હાથમાં જવાનું હોય તો તમે માગો એટલો સમય મારી પાસે છે.'

રતિભાઈએ નવા, બિનઅનુભવી અધિકારી વિશે જે કહ્યું હશે તે, મનુભાઈએ આખરી, પાકી સંમતિ આપી.

આ વાત પુસ્તક તૈયાર થયું તે પહેલાંની. બીજો પ્રસંગ છે પુસ્તક નવા વર્ષે પ્રગટ થયું અને શાળાઓમાં પહોંચ્યું તે પછીનો. ત્યારે હું મંડળમાં નહોતો; પબ્લિક સર્વિસ કમિશનમાં નિમણૂક મળી તેથી સરકારી નોકરીમાંથી નિવૃત્તિ લીધી હતી.

ગંભીરસિંહ ગોહિલ મંડળના ઉપપ્રમુખ હતા. એમની ઉપર મુખ્યમંત્રીશ્રી શંકરસિંહ વાઘેલાનો ફોન આવ્યો. ધો-પના ઇતિહાસના પાઠ્યપુસ્તક સામે ખૂબ વિરોધ છે, ફરિયાદો છે. તાત્કાલિક મને મળો.

બોરીસાગરભાઈના કહેવા પ્રમાણે, એ બંને મુખ્યમંત્રીશ્રી પાસે ગયા અને પુસ્તક એમને આપ્યું.

શંકરસિંહે બે-ત્રણ પાનાં ફેરવ્યાં અને પુસ્તક પાછું મૂકી દીધું. 'આમાં તો મનુભાઈનું નામ છે! હવે મારે કંઈ જોવાની જરૂર નથી. તમે, જાઓ; કોઈ પૂછશે તો હું જવાબ આપીશ.'

એ પુસ્તક દસ વર્ષ સુધી અમલમાં રહ્યું.

* * *

સણોસરામાં યોજેલી કાર્યશિબિરનો ઉલ્લેખ મેં કર્યો, ત્યારે થયેલા એક વિરલ અનુભવની વાત.

પહેલા દિવસે બપોરની બેઠક પછી રતિભાઈએ મને કહ્યું, 'મનુભાઈનું ચા માટે

આમંત્રણ છે. કહ્યું છે, સાંજે જમ્યા પછી તમારા નિયામકશ્રીને (!) લઈને આવો.'

ઉનાળાની સાંજ. એમના નિવાસસ્થાનની આગળ ખુલ્લામાં બે ખાટલા ઢાળ્યા હતાઃ એકની વચ્ચોવચ મનુભાઈ પલાંઠી વાળીને બેઠા અને સામે બીજામાં અમે. મનુભાઈ ખાસ બોલતા નહોતા, અગાઉ કહ્યું તેમ, બોલવામાં શ્રમ પડતો નથી. છતાં મેં જિજ્ઞાસુવૃત્તિથી કેટલાક તાત્ત્વિક પ્રશ્નો પૂછ્યા. પૂછું એનો ટૂંકો ઉત્તર આપે. એક પ્રશ્ન મને યાદ છે.

મેં પૂછ્યું, 'સત્યનો જય થાય છે એવી આપણી શ્રદ્ધા છે, પણ એને ઇતિહાસનું સમર્થન મળે છે ખરું?'

ક્ષણના પણ વિલંબ વગર એમણે કહ્યું, 'ના.'

આમ વાતો ચાલતી હતી ત્યાં અચાનક કહે, 'હું ગાઉં?'

માન્યામાં આવ્યું નહીં. બોલવામાં શ્રમ પડે છે, ગળામાંથી માંડ ખોખરો અવાજ નીકળે છે અને છતાં વૃદ્ધ ઋષિ કહે છે - હું ગાઉં!

ટાગોરના ગીતનો ઝવેરચંદ મેઘાણી દ્વારા થયેલો અનુવાદ. વિષય છે, મા. કેન્દ્રવર્તી વિચાર કંઈક આવો છેઃ યુવાન પુત્રે માતૃભૂમિ માટે લડતાં પોતાની જાતનું બલિદાન આપ્યું હોય, એની લાશ ચિતામાં ભડભડ બળે તે જોઈને જેની આંખોમાંથી આંસુ નહીં, છાતીમાંથી ધાવણની ધાર છૂટે તે મા!

સંગીતનો કાર્યક્રમઃ તેનું વર્ણન કયા શબ્દોમાં કરવું?

પહેલી પંક્તિ પૂરી થાય તે પહેલાં તો દર્શક આંખો લૂછતા હતા. પછી અટકી અટકીને ગાય, માંડ થોડા શબ્દો નીકળે અને શ્વાસ રૂંધાય, ડૂસકું રોકી શકાય નહીં-

દર્શકને અનેક આયામો હતા, અગણિત રૂપ હતાં, પણ મારે મન ગાયક તરીકેનું આ રૂપ શ્રેષ્ઠ હતું.

* * *

૧૯૯૭માં મારી થોડી વાર્તાઓ પ્રગટ થઈ ત્યારે મને દર્શકના આશીર્વાદ મળ્યા હતા, આ રીતે અને આવા સંદર્ભમાંઃ

ત્યારે હું જાહેર સેવા આયોગમાં હતો અને કોઈ કામ અંગે એમનો ફોન આવ્યો.

કામની વાત કરતાં પહેલાં પૂછ્યું, 'તમે કંઈક લખવાનું શરૂ કર્યું છે?'

'હા, જી.'

'આ તો મને કોઈ કહેતું'તું.'

'હા, જી.'

'બહુ સારું, બહુ સારું!'

આ સંવાદને આપણે તપાસીએ.

મારી એક વાર્તા એમણે વાંચી છે?

ના.

છપાયેલી જોઈ છે?

ના.

તો-?

કોઈ કે'તું'તું.

વારું; લેખક તરીકે મારી પ્રતિક્રિયા?

ધન્યતા! **[ક્રમશઃ]**



# DNA ડબલ હેલિક્સનાં પહેલાં મહિલા - ૧

☐ દીપક જોશી

**લં**ડનમાં વિલેસડેન નામના વિસ્તારમાં યહૂદીઓ માટેનું એક કબ્રસ્તાન આવેલું છે. તેના ઉત્તરપૂર્વ ભાગમાં ભૂરી રેખાઓ ધરાવતા સફેદ આરસમાંથી બનેલ એક કબર આવેલી છે. રોઝલિન્ડ એલ્સી ફ્રેન્કલિન નામનાં એક અપરણિત મહિલાની તે કબર છે. તેના પર શ્રદ્ધાંજલિ સ્વરૂપે કોતરાયેલ લખાણ આવું છે: ''Scientist : Her research and discoveries on viruses remain of lasting benefit to mankind.'' તેઓ વાઈરોલોજીના ક્ષેત્રનાં વિશ્વપ્રસિદ્ધ વૈજ્ઞાનિક જરૂર હતાં - પરંતુ તેમની ઓળખ કોઈ એક ક્ષેત્રનાં જ સંશોધક પૂરતી સીમિત ન હતી. તેમણે વિજ્ઞાનનાં તદ્દન અલગ-અલગ ક્ષેત્રોમાં કામ કર્યું. તેમની અદ્‌ભુત પ્રયોગશીલતા અને ટેક્નોલોજીના ઉપયોગની જાણકારીએ ઘણી નવી શોધો માટે માર્ગ મોકળો કર્યો છે. તેમનાં ઘણાં સંશોધનોના મહત્ત્વથી વિશ્વ પરિચિત થાય તે પહેલાં ૧૮ એપ્રિલ, ૧૯૫૮ના રોજ

૩૯ વર્ષની વયે જ તેમનું અવસાન થયું. એક મહાન વાઈરોલોજિસ્ટની જન્મશતાબ્દી વૈશ્વિક મહામારી માટે જવાબદાર એક નવા વાઈરસ - SARS CoV-2ના આગમનના વર્ષ ૨૦૨૦માં જ ઊજવાઈ તે એક નોંધપાત્ર સંયોગ છે. આજે તો ઘણી પ્રયોગશાળાઓ અને સંસ્થાઓ તેમના નામની સ્મૃતિ સાચવતી ઊભી છે. શિકાગોની એક યુનિવર્સિટીને તેમનું નામ અપાયું છે. મંગળની ધરતી પર ૨૦૨૨માં પગ માંડવાનું છે તે અમેરિકાના મંગળ મિશનનું રોબોટિક રોવર પણ તેમનું નામ ધરાવે છે.

DNA મોટાભાગની જીવસૃષ્ટિનું આનુવાંશિક તત્ત્વ છે. તેની સંરચનાની શોધ માનવ-ઇતિહાસની મહાન શોધો પૈકીની એક ગણાય છે. વળાંકવાળી નિસરણી આકારની તેની સંરચનાની શોધ બદલ ૧૯૬૨માં વોટ્સન, ક્રીક અને વિલ્કિન્સની ત્રિપુટીને નોબલ પારિતોષિક એનાયત થયેલું. તે શોધ માટે ફ્રેન્કલિનના પ્રદાનની અવગણનાને કેટલાક ઇતિહાસકારો એક મહિલા વૈજ્ઞાનિક તરફના ઊંડા પૂર્વગ્રહ તરીકે જુએ છે. ફ્રેન્કલિનના જન્મશતાબ્દીના વર્ષથી તેમનાં જીવન અને કાર્ય પ્રત્યે વિશ્વનું આકર્ષણ વધ્યું છે.

ધનિક યહૂદી કુટુંબમાં ૨૫ જુલાઈ, ૧૯૨૦ના રોજ ગ્રેટર લંડનમાં ફ્રેન્કલિનનો જન્મ થયો હતો. તે સમયે છોકરીઓને વિજ્ઞાન શીખવતી એક જ શાળા લંડનમાં હતી - સેંટ પોલ્સ ગર્લ્સ સ્કૂલ. ત્યાં તેમનું માધ્યમિક શિક્ષણ થયું. પંદર વર્ષની વયથી જ એક વૈજ્ઞાનિક બનવાનું સ્વપ્ન તેમણે જોયેલું. ૧૯૩૮માં તેઓ કેમ્બ્રિજ યુનિવર્સિટીમાં પદાર્થવિજ્ઞાન અને રસાયણશાસ્ત્રનાં વિદ્યાર્થિની તરીકે જોડાયાં. ૧૯૪૧માં જ્યારે તેઓ સ્નાતક થયાં ત્યારે કેમ્બ્રિજ યુનિવર્સિટી દ્વારા છોકરીઓને 'ગ્રેજ્યુએટ'ની પદવી આપવા પર પ્રતિબંધ હતો. ૧૯૪૭માં તે નિયમ બદલાતાં પ્રશ્ચાતવર્તી અસરથી તેમને પદવી 'એનાયત' થયેલી. પછીથી બ્રિટિશ કોલ યુટિલાઈઝેશન એસોસિએશનમાં તેમણે કામ કર્યું. કોલસાની છિદ્રાળુતા (porocity)ઉપર કરેલ સંશોધને તેમને પીએચ.ડી.ની પદવી અપાવી હતી. ૧૯૪૬માં ફ્રેન્કલિન પેરિસ ગયાં અને જેક્સ મેરિંગ નામના વૈજ્ઞાનિક સાથે એક્સ-રે ડિફ્રેક્શન ટેક્નોલોજીના ક્ષેત્રમાં કામ કર્યું. કોલસા જેવા ઘન પદાર્થોની સંરચનાના અભ્યાસ માટે એક્સ-રે ડિફ્રેક્શન/ક્રિસ્ટલોગ્રાફી ટેક્નિકમાં નિપુણ બનેલાં ફ્રેન્કલિને ગ્રેફાઈટના બંધારણ ઉપર પણ કામ કર્યું. પછીથી આ નિપુણતા જ તેમનું જીવનકાર્ય બની ગઈ.

તે સમયે લંડનની કિંગ્સ કોલેજની પ્રયોગશાળામાં પ્રોફેસર જે.ટી. રાન્ડેલ દ્વારા બાયોફિઝિક્સના ક્ષેત્રમાં સંશોધન શરૂ કરવામાં આવ્યું હતું. તેઓ

મૌરિસ વિલ્કિન્સના માર્ગદર્શક હતા. તેમણે વિલ્કિન્સને એક્સ-રે ડિફ્રેક્શનનું કામ સોંપેલું. ફ્રેન્કલિનની તે ક્ષેત્રની નિપુણતાથી વાકેફ રાન્ડેલે તેમને DNAના અભ્યાસ માટે એક્સ-રે ડિફ્રેક્શન માટેની પ્રયોગશાળા સુદૃઢ કરવા આમંત્રણ આપ્યું હતું. પેરિસમાં ચાર વર્ષના રોકાણ બાદ કિંગ્સ કોલેજમાં જોડાવા તેઓ લંડન પરત આવ્યાં. ફ્રેન્કલિનનો કિંગ્સ કોલેજ ખાતેનો કાર્યકાળ વિજ્ઞાનના ઇતિહાસનું અગત્યનું પ્રકરણ છે. રાન્ડેલે ફ્રેન્કલિનને DNAના એક્સ-રે ડિફ્રેક્શનનું કામ સોંપવાની સાથે હવે તે કામ વિલ્કિન્સ નહીં કરે તેમ કહ્યું હતું. પણ વિલ્કિન્સને તે કામ બંધ કરવાની કોઈ સૂચના આપી ન હતી. ફ્રેન્કલિન જોડાયાં ત્યારે વિલ્કિન્સ વેકેશન પર હતા. પરિણામે વિલ્કિન્સે પણ DNAના એક્સ-રે ડિફ્રેક્શનનું કામ ચાલુ રાખ્યું. બન્ને વચ્ચે કામગીરીની વહેંચણી અંગેની ગેરસમજ અને ફ્રેન્કલિનના સ્વતંત્ર વ્યક્તિત્વને કારણે પરસ્પર બૌદ્ધિક આદાન-પ્રદાનને અવકાશ રહ્યો ન હતો.

તે અરસામાં વિલિયમ લોરેન્સ બ્રૅગ કેમ્બ્રિજ-ઇંગ્લેન્ડની કેવેન્ડિશ પ્રયોગશાળાના વડા હતા. પિતા વિલિયમ હેન્રી બ્રૅગ સાથે માત્ર ૨૫ વર્ષની વયે તેઓ ફિઝિક્સના નોબલ વિજેતા બન્યા હતા. અમેરિકાના વિખ્યાત રસાયણશાસ્ત્રી લિનસ પાઉલિંગના તેઓ પ્રતિસ્પર્ધી હતા. ૧૯૨૦થી બન્ને વચ્ચે શરૂ થયેલ સ્પર્ધાનું ક્ષેત્ર પ્રોટીન્સ અને સિલિકેટ્સ જેવાં કોમ્પ્લેક્સ રસાયણોની સંરચના હતું. બ્રૅગના એક તેજસ્વી સાથી જહોન કેન્ડ્રૂના વિદ્યાર્થીઓ તરીકે વોટ્સન અને ક્રીક જોડાયા હતા. તેઓ પણ DNAનું બંધારણ ઉકેલવા પ્રવૃત્ત બન્યા હતા. પાઉલિંગે પોતાના પ્રતિસ્પર્ધીના વડપણવાળી આ પ્રયોગશાળામાં પોતાના પુત્ર પીટર પાઉલિંગને કેન્ડ્રૂ સાથે કામ કરવા મોકલ્યો હતો. કેન્ડ્રૂને પછીથી માયોગ્લોબિન નામના સ્નાયુઓના પ્રોટીનની સંરચના શોધવા બદલ નોબલ ઇનામ મળેલું.

૧૯૫૩માં માત્ર ૨૪ વર્ષના જેમ્સ ડી. વોટ્સન એક છેલબટાઉ અને ઉદ્દંડ વિદ્યાર્થી ગણાતા હતા. તેમના રસનો વિષય જિનેટિક્સ હતો. તેમનાથી દસ-બાર વર્ષ મોટા ફ્રાન્સિસ ક્રીક સ્વભાવે ગપ્પી અને જક્કી હતા. સમુદ્રના પેટાળમાં કરાતાં ખનન તેમનાં સંશોધનનું મૂળ ક્ષેત્ર હતું. ક્રીકના સમવયસ્ક ન્યુક્લિયર ફિઝિક્સના જાણકાર મૌરિસ વિલ્કિન્સની છાપ અતડા અને કંઈક અંશે ઓછો આત્મવિશ્વાસ ધરાવતા વૈજ્ઞાનિકની હતી. જ્યારે તેત્રીસ વર્ષનાં ફ્રેન્કલિન સ્વતંત્ર અને સત્તાવાહી ગણાતાં હતાં.

ફ્રેન્કલિનનું ચાવીરૂપ પ્રદાન DNAની સ્પષ્ટ એક્સ-રે તસવીર તૈયાર કરવાનું અને DNAનાં બે જુદાં જુદાં સ્વરૂપો A-ફોર્મ

## 'નવનીત-સમર્પણ'માં જાહેરખબર

જીવન, સંસ્કાર અને સાહિત્યના સામયિક તરીકે 'નવનીત સમર્પણ' શુભ અને સુંદર વિચારોનો પ્રસાર કરે છે તે આપ સૌ જાણો છો. ભારતીય સંસ્કૃતિનાં શાશ્વત મૂલ્યોના જતન-સંવર્ધન સાથે જીવનના આધુનિક પ્રવાહોનું સન્માન કરતા આ સામયિકમાં જાહેરખબર મોકલી આ ઉમદા કાર્યમાં સહભાગી થઈ શકો છો.

**જાહેરખબરના દર આ પ્રમાણે છેઃ**

**જાહેરખબરના દર**

| | |
|---|---|
| આખું પાનું (Colour) | રૂ. 9,000/- |
| આખું પાનું B/W | રૂ. 5,000/- |
| અડધું પાનું (Colour) | રૂ. 5,000/- |
| અડધું પાનું B/W | રૂ. 3,000/- |
| બીજું/ત્રીજું મુખપૃષ્ઠ (4 Colours) | રૂ. 11,000/- |
| પાછલું મુખપૃષ્ઠ | રૂ. 12,000/- |

**અન્ય વિગતો :**

**આખું પાનું**

કુલ સાઈઝ 19.5 સે.મી. X 13.5 સે.મી.
પ્રિન્ટ એરિયા 15.5 સે.મી. X 10.5 સે.મી.

**અડધું પાનું**

આડું પાનું 8.0 સે.મી. X 10.5 સે.મી.
ઊભું પાનું 15.5 સે.મી. X 5 સે.મી.
બ્રોમાઈડ, આર્ટપુલ, આર્ટવર્ક B/W જા.ખ. માટે 4 કલરની (રંગીન જા.ખ. માટે), સી.ડી.
છાપકામઃ કાગળની જાત ઉપર

એટલે કે સ્ફટિક સ્વરૂપ અને B-ફોર્મ એટલે કે ભેજયુક્ત સ્વરૂપને ઓળખવાનું હતું. ફ્રેન્કલિન દ્વારા ૧૯૫૧ અને ૧૯૫૨ દરમિયાન લખાયેલ અપ્રસિદ્ધ ટાંચણો/નોંધો દર્શાવે છે કે પોતાના એક્સ-રે ક્રિસ્ટલોગ્રાફીના કામના આધારે DNAનું સ્વરૂપ દ્વિસૂત્રી-વળદાર (helical) હોવાનો ખ્યાલ તેમને આવી ગયો હતો. બન્ને સૂત્રો વચ્ચે અને દરેક બે વળાંક વચ્ચેના ચોક્કસ અંતર (માપ) અંગે બારીકાઈથી ખાતરી કર્યા બાદ જ પોતાની શોધ પ્રસિદ્ધ કરવાનું ફ્રેન્કલિન અને તેમના મદદનીશ ગોસલિંગે નક્કી કર્યું હતું. પરંતુ ફ્રેન્કલિન સાથેનો અણબનાવ વિલ્કિન્સને વોટ્સનના સંપર્કમાં લાવે છે. ફ્રેન્કલિનની મંજૂરી વિના જ તે ફોટોગ્રાફ-૫૧ નામની એક્સ-રે તસવીર પ્રતિસ્પર્ધી વોટ્સનને બતાવી દે છે. DNAની સંરચનાની પ્રતિકૃતિ માટે મહત્ત્વની કડીઓ તે તસવીર જ પૂરી પાડે છે. જેના કારણે ૧૯૫૩માં વોટ્સન અને ક્રીક વિજ્ઞાનના મહાનાયકો તરીકે પ્રસ્થાપિત થાય છે. જ્યારે ફ્રેન્કલિનનું મૌલિક પ્રદાન હાંસિયામાં ધકેલાઈ જાય છે.

ફ્રેન્કલિનને કિંગ્સ કોલેજ ખાતે માત્ર ત્રણ વર્ષની ફેલોશિપ મંજૂર કરવામાં આવી હતી. કોઈ હોદ્દો કે શૈક્ષણિક કામ સોંપવામાં આવ્યું ન હતું. આખરે રાન્ડેલ અને વિલ્કિન્સ સાથેના ખરાબ અનુભવે ફ્રેન્કલિનને સ્થાળાંતર કરવા ફરજ પડી હતી. DNA ઉપર કામ

નહીં કરવાની શરતે જ રાન્ડેલે તેમને કિંગ્સ કોલેજ છોડવા મંજૂરી આપી હતી. જે.ડી. બેર્નાલની બીર્કબેક કોલેજ ખાતે આવેલી એક્સ-રે ક્રિસ્ટલોગ્રાફી લેબોરેટરી સાથે માર્ચ-૧૯૫૩માં ફ્રેન્કલિન જોડાયાં હતાં. ૧૯૫૩થી તેમના મૃત્યુ સુધી ફ્રેન્કલિને વિષાણુઓના સ્ફટિકીય આકારની સંરચના-બંધારણ વિષે અનેક સંશોધનપત્રો પ્રસિદ્ધ કર્યાં હતાં. કોલસા, ગ્રેફાઈટ અને DNAની સંરચના માટે એક્સ-રે ક્રિસ્ટલોગ્રાફીનો ઉપયોગ કરનાર ફ્રેન્કલિને તે જ ટેક્નિકનો ઉપયોગ વાઈરોલોજીના ક્ષેત્ર માટે પણ કર્યો. તમાકુના મોઝેઈક વાઈરસ (TMV)ના બંધારણની પ્રતિકૃતિ રજૂ કરી તે ક્ષેત્રની આગેવાની લીધી હતી. વિડંબના તો એ હતી કે વોટ્સને જે કામ છોડ્યું હતું તે જ કામ ફ્રેન્કલિને સફળતાપૂર્વક આગળ વધાર્યું હતું અને 'Structural Virology'ના નવા ક્ષેત્રનો પાયો નાખ્યો હતો. DNA ઉપરાંત RNA પણ આનુવાંશિક્તાનો એકમ હોઈ શકે તેવું માનવા ત્યારે ઘણા તૈયાર ન હતા. જ્યારે એકસૂત્રીય RNA કોઈ સૂક્ષ્મજીવનો અનુવાંશિક એકમ હોઈ શકે તે વાત પણ ફ્રેન્કલિનના TMV પરના સંશોધને સાબિત કરી આપી. એક્સ-રે ક્રિસ્ટલોગ્રાફીની તેમની નિપુણતાએ ટમેટાં, બટાટા અને વટાણા જેવા પાકોને નુકસાન કરતાં વિષાણુઓ પરનું સંશોધન આગળ ધપાવ્યું અને તે રોગોને અટકાવવાના ઉપાયો શોધવા અન્ય વૈજ્ઞાનિકોને પ્રેરણા પૂરી પાડી. ૧૯૫૨માં જોનાસ સાલ્ક દ્વારા પોલિયોની રસી શોધાઈ ચૂકી હતી. પરંતુ તે રોગ માટે જવાબદાર વાઈરસના બંધારણ વિષે ઘણું જાણવાનું બાકી હતું. ૧૯૫૫માં ફ્રેન્કલિને પોલિયોના વિષાણુ પર કામ શરૂ કર્યું. ૧૯૫૬માં ફ્રેન્કલિનના ગર્ભાશયના કેન્સરનું નિદાન થયું હતું. ત્રણ ઓપરેશન્સ અને કીમોથેરપીની સારવારના સમય દરમિયાન પણ તેઓ સતત કાર્યરત રહ્યાં હતાં. તેમના જ બે સહકાર્યકરો જે.ટી. ફ્રિન્સ અને એ. ક્લુગ દ્વારા પોલિયો વાઈરસનું સ્ફટિકીય બંધારણ ૧૯૫૯માં પ્રસિદ્ધ કરતા સમયે તે સંશોધન ફ્રેન્કલિનની સ્મૃતિને અર્પણ કરેલું. ફ્રેન્કલિન સાથે કામ શરૂ કરનાર ક્લુગને ૧૯૮૨માં તે જ ક્ષેત્ર માટે નોબલ પારિતોષિક મળ્યું. વિજ્ઞાનના ઇતિહાસકારો કહે છે કે ફ્રેન્કલિન જીવતાં હોત તો વિષાણુઓનાં પ્રોટીન અને ન્યૂક્લિઈક એસિડના બંધારણ માટે નોબલ પારિતોષિકનાં અધિકારી જરૂર બન્યાં હોત.

ફ્રેન્કલિનનાં બહેન જેનિફર ગ્લિનનાં લખાણોમાં ફ્રેન્કલિનનો સાચો પરિચય આપવાનો પ્રયત્ન જોવા મળે છે. શિક્ષકો ફ્રેન્કલિન માટે ''Alarmingly Clever'' જેવો શબ્દપ્રયોગ કરતા હતા. તેઓના કુટુંબમાં જુદા જુદા વિષયો પર ચર્ચા કરવાની પ્રથા હતી. તેથી ફ્રેન્કલિનને

દલીલો કરવાનું ગમતું હતું. ખૂબ નાની-નાની બાબતે પણ તેઓ સાબિતી માગતાં હતાં. જે વૈજ્ઞાનિકો માટે એક મહત્ત્વનો ગુણ ગણાય છે. ફોટોગ્રાફ્સ ડેવેલપ કરવામાં પહેલેથી જ તેમની રુચિ હતી. ગ્લિનના મતે તેઓ પ્રમાણિક હોવાની સાથે સાથે ન્યાયની ખેવના પણ રાખતાં હતાં. કેમ્બ્રિજના વાતાવરણમાં રાજકીય જાગૃતિનો અભાવ શરૂઆતમાં ફ્રેન્કલિનને કઠતો હતો. રાજકીય રીતે તેઓ સક્રિય ન હોવા છતાં ડાબેરી વલણ ધરાવતાં હતાં. ૧૯૫૧થી ૧૯૫૩ દરમિયાન કિંગ્સ કોલેજ, કેમ્બ્રિજ ખાતે તેઓ સુખી ન હતાં. જ્યારે ફ્રાંસ અને પેરિસ તેમને બહુ વહાલાં હતાં. તેઓ પહાડોમાં રજાઓ ગાળવાનાં શોખીન હતાં. પેરિસના વિજ્ઞાનજગતમાં ફ્રેન્કલિનની ઓળખ એક આનંદી અને સફળ સંશોધક તરીકેની હતી.

એક વૈજ્ઞાનિક તરીકે તેમણે અમેરિકાના ઘણા પ્રવાસ ખેડ્યા હતા. કેલિફોર્નિયા યુનિવર્સિટીના પ્રોફેસર વિલિયમ ગિનોઝા કહે છે કે વોટ્સનના પુસ્તકમાં વાંચવા મળતા વ્યક્તિત્વ કરતાં ફ્રેન્કલિન તદ્દન જુદો સ્વભાવ ધરાવતાં હતાં. તેમની 'Sense of humour' ખૂબ ઊંચા પ્રકારની હતી. ઘણીવાર તેઓ પોતાના રાજકીય વિચારો વ્યક્ત કરતાં હતાં. પોતાની યુવાનીમાં પુરુષો સાથે ઘનિષ્ટતા કેળવવાનું તેઓ ટાળતાં હતાં. કહેવાય છે કે પોતાના ફ્રેંચ માર્ગદર્શક મેરિંગ અને એક વખતના વિદ્યાર્થી ડોનાલ્ડ કૈસ્પર પ્રત્યે તેઓ આકર્ષાયાં હતાં. પરંતુ ગ્લિન તેનો ઇનકાર કરતાં જણાવે છે કે ફ્રેન્કલિનને પરણવા યોગ્ય અને જીવનસાથી બનાવવા યોગ્ય કોઈ વ્યક્તિ મળી ન હતી.

દર અઠવાડિયે ફ્રેન્કલિને પોતાની માતાને લખેલા પત્રોમાં પણ તેમના પસંદ – નાપસંદની બારીકાઈઓ પ્રગટ થઈ છે. વિજ્ઞાનનાં એક 'victim'તરીકે ફ્રેન્કલિનને ઓળખાવવાના પ્રયાસો સામે ગ્લિન નારાજગી વ્યક્ત કરે છે. તેમના મતે ફ્રેન્કલિનના જીવનની સમાપ્તિ માત્ર એક વૈજ્ઞાનિક તરીકેના કામમાં જ ન હતી. ૧૯૫૮ની આસપાસ ''feminism''નો ખ્યાલ હજુ દૃઢિભૂત થયો ન હતો તેથી ફ્રેન્કલિનનાં ''Feminist Icon'' તરીકેના નિરૂપણ સાથે પણ ગ્લિન સહમત નથી. ફ્રેન્કલિનને કોઈ ધર્મમાં શ્રદ્ધા ન હતી. તેમનાં માતાએ જણાવ્યા પ્રમાણે કિશોરાવસ્થાથી જ તેઓ ભગવાનના અસ્તિત્વનો અસ્વીકાર કરતાં હતાં. ૧૯૪૦માં તેમના પિતાને લખેલા એક પત્રમાં ફ્રેન્કલિન જણાવે છે કે રોજબરોજ જિવાતી જિંદગીથી વિજ્ઞાનને જુદું પાડી શકાય નહીં. મને ''શ્રદ્ધા''ની તમારી વ્યાખ્યા માન્ય નથી. મૃત્યુ પછીના કોઈ જીવનનો ખ્યાલ મને સ્વીકાર્ય નથી.





# કૂતરા સાથે ફરતી સ્ત્રી

## ('The Lady with the Dog' વાર્તાનો અનુવાદ)

☐ એન્ટોન ચેખોવ ☐ અનુ.: વીનેશ અંતાણી

**લો**કો વાતો કરવા લાગ્યા હતા કે સમુદ્રતટે નવી વ્યક્તિ દેખાઈ છે – કૂતરા સાથે ફરતી સ્ત્રી. દમિત્રિ દિમિત્રિક ગુરોવને યાલ્ટા આવે પંદર દિવસ થયા છે. એ અહીં ગોઠવાવા લાગ્યો છે. એ પણ નવા આગંતુકોમાં રસ લેવા લાગ્યો છે. એ

'વેરનેટ'ની બહારના કાફેમાં બેઠો હતો ત્યારે એણે એક યુવાન સ્ત્રીને જોઈ. દેખાવડી. મધ્યમ કદની ઊંચાઈ. એણે ઊનની ચુસ્ત કેપ પહેરી હતી. સફેદ રંગનો પોમેરેનિયન કૂતરો એની સાથે ચાલતો હતો.

ત્યાર પછી દિવસમાં ઘણી વાર એને પબ્લિક પાર્કમાં અને ચાર રસ્તે ફરતી જોઈ. દર વખતે એકલી, એ જ કેપ, પાછળ પોમેરેનિયન. કોઈ એના વિશે કશું જાણતું ન હતું. લોકો એનો ઉલ્લેખ 'કૂતરા સાથે ફરતી મહિલા' તરીકે કરતા.

ગુરોવે વિચાર્યું, જો એનો પતિ એની સાથે આવ્યો ન હોય અને અહીં એનો કોઈ મિત્ર ન હોય તો એની સાથે ઓળખાણ કરવામાં ખોટું નહીં.

ગુરોવ ચાલીસનો પણ નહોતો, છતાં બાર વર્ષની દીકરી અને બે નાના દીકરાનો પિતા હતો. એ કૉલેજના બીજા વર્ષમાં હતો ત્યારે એને પરણી જવું પડ્યું હતું. હવે એની પત્ની એનાથી બમણી ઉંમરની દેખાતી હતી. એ લાંબી, ટટ્ટાર, ઠસ્સાદાર, આંજી નાખે તેવી મહિલા હતી. એની ભમ્મર કાળી હતી. એ પોતાને બુદ્ધિશાળી માનતી. વાંચનની બહુ શોખીન, ચીપીચીપીને બોલતી. પતિના નામનો ઉચ્ચાર 'દમિત્રિ', નહીં, પરંતુ 'દિમિત્રિક' કરતી. ગુરોવ અંદરખાનેથી એને છીછરી, સંકુચિત અને બેઢંગી સ્ત્રી માનતો હતો, છતાં એનાથી દબાયેલો રહેતો અને ઘરમાં ઓછું રહેવાનું પસંદ કરતો. એ ઘણા સમયથી પત્નીને વફાદાર રહ્યો ન હતો. એવાં બધાં કારણે એ સ્ત્રીઓને 'નિમ્ન જાતિ'ની માનતો હતો.

એ માનતો હતો કે એને થયેલા કડવા અનુભવોને લીધે સ્ત્રીઓ વિશે મનફાવે તેવું બોલવાની એને છૂટ હતી. જો કે આ 'નિમ્ન જાતિ' વિના એ એક દિવસ પણ ટકી શક્યો ન હોત. પુરુષોની સોબતમાં એ જલદી કંટાળી જતો, અસહજ અને અતડો બની જતો, પરંતુ સ્ત્રીઓ સાથે સરળતાથી ભળી શકતો, ખૂલીને વાતચીત કરી શકતો. એમની હાજરીમાં મૂગાં બેસવું પડે તોય એને અખરતું નહીં. એના દેખાવ, સ્વભાવ અને વ્યક્તિત્વમાં છુપાયેલી મોહિનીથી સ્ત્રીઓ એના તરફ આકર્ષાતી. એ તે વિશે સભાન હતો. એ પણ એમના તરફ કોઈ અદીઠ બળથી ખેંચાતો.

વારંવાર થયેલા કડવા અનુભવોમાંથી એ શીખ્યો હતો કે દરેક નવો આત્મીય પરિચય શરૂઆતમાં પ્રસન્ન, વૈવિધ્યપૂર્ણ, આકર્ષક અને નાનકડા સાહસ જેવો લાગે છે, પરંતુ આગળ જતાં શિષ્ટ લોકો - ખાસ કરીને મોસ્કોના શિથિલ અને અનિશ્ચિત સ્વભાવના લોકો - સાથેનો પરિચય જટિલ અને ત્રાસજનક બની જતો હતો. જો કે એ કોઈ સુંદર મહિલાને મળતો ત્યારે એના કટુ અનુભવો વીસરી જતો, જીવન પ્રત્યે નવી ચાહના જાગતી, એકાએક બધું સરળ અને મોજીલું બની જતું.

એક સાંજે એ પાર્કના રેસ્ટોરન્ટમાં ડિનર લેતો હતો. ટોપીવાળી યુવતી ફરતી ફરતી ત્યાં આવી. એની બાજુના ટેબલ પર જગ્યા લીધી. એનાં વર્તન, ચાલવાની ઢબ, પોશાક, વાળ ઓળવાની રીત પરથી લાગતું હતું કે એ ભદ્ર વર્ગની મહિલા હતી, પરણેલી હતી, યાલ્ટામાં પહેલી વાર આવી હતી, એકલી હતી અને કંટાળેલી હતી... એ જાણતો હતો કે યાલ્ટાના પ્રવાસે આવેલી વ્યક્તિઓના શિથિલ ચારિત્ર્ય વિશે ઊડતી વાતોમાં ભરપૂર અતિશયોક્તિ હોય છે. એ એના પર ધ્યાન આપતો નહીં. એવી અફવા ફેલાવનાર લોકોને તક મળે અને એમનામાં આવડત હોય તો તેઓ અન્ય વ્યક્તિઓની નૈતિકતા પર આક્રમણ કરતાં ખચકાયા ન હોત. પરંતુ એ સ્ત્રી એનાથી થોડીક જ દૂર, બાજુનાં ટેબલ પર, બેઠી ત્યારે એણે સાંભળેલી સરળ વિજયોની, પર્વતારોહણની, વાતો યાદ આવી ગઈ અને જે સ્ત્રીનું નામ પણ એ જાણતો નહોતો એની સાથે ટૂંકા ગાળાનો ઝડપી સંબંધ બાંધવાનો પ્રલોભક વિચાર એના મગજ પર ચઢી બેઠો.

એણે પોમેરેનિયન સામે ચપટી વગાડી. કૂતરો ધીરેધીરે નજીક આવ્યો. ગુરોવે એની સામે આંગળી હલાવી. પોમેરેનિયન ઘૂરક્યો. એણે ફરી આંગળી હલાવી. સ્ત્રીએ એની સામે જોઈ આંખ ઢાળી દીધી.

એ સંકોચપૂર્વક બોલી: 'એ કરડતો નથી.'

એણે પૂછ્યું: 'હું એને હાડકું આપી શકું?'

સ્ત્રીએ માથું હલાવીને સંમતિ આપી. તે જોઈ એણે મૈત્રીપૂર્ણ અવાજમાં ઉમેર્યું 'તમે યાલ્ટામાં ક્યારે આવ્યાં?'

'પાંચેક દિવસ થયા.'

'હું અહીં બીજું અઠવાડિયું ખેંચી રહ્યો છું.'

થોડી મિનિટો બંને મૂગાં રહ્યાં.

'અહીં સમય ઝડપથી પસાર થાય છે, છતાં બધું બહુ કંટાળાજનક લાગે છે,' એ એની સામે જોયા વિના બોલી.

'અહીં કંટાળાની વાતો કરવાની આદત પડી ગઈ છે. લોકો આનાથીય શુષ્ક બિલિયેવ અથવા ઝિઝ્દ્રા જેવાં સ્થળોમાં કંટાળાની ફરિયાદ કરશે નહીં, પણ અહીં આવીને કહેશે: 'ઓહ, કેવું નીરસ... ઓહ, કેટલી બધી ધૂળ!' જાણે એ લોકો ગ્રેનાડાથી આવ્યાં ન હોય.'

એ હસી પડી. પછી એમણે અજાણ્યાં જેમ જમી લીધું. રેસ્ટોરન્ટમાંથી સાથે નીકળ્યાં અને હળવાશ અનુભવતા લોકો જેમ વાતો કરતાં ટહેલવા લાગ્યાં. દરિયા પર ફેલાયેલા અલગ પ્રકારના અજવાળાની, હૂંફાળા અને આછા જાંબલી પાણીની વાતો ચાલી. દરિયાની સપાટી પર ચાંદનીની સુંદર ભાત પડતી હતી. આખા દિવસની ગરમી પછી સારું લાગતું હતું. ગુરોવે પોતાનો પરિચય આપ્યો. એ મોસ્કોમાં રહેતો હતો. આમ તો એ ભાષાનો વિદ્યાર્થી હતો, પરંતુ બેન્કમાં કામ કરતો હતો.

એક સમયે એણે પ્રાઇવેટ ઓપેરા કંપનીમાં ગાવાની તાલીમ લીધી હતી, પણ એમાં આગળ વધ્યો ન હતો. મોસ્કોમાં એની માલિકીનાં બે મકાન હતાં. સ્ત્રીએ એને જણાવ્યું કે એ પિટર્સબર્ગમાં મોટી થઈ હતી. એનાં લગ્ન બે વર્ષ પહેલાં 'સ' નામના શહેરમાં થયાં હતાં. ત્યારથી ત્યાં રહે છે. યાલ્ટામાં એકાદ મહિનો રોકાવા માગે છે. એના પતિને પણ આરામની જરૂર હતી. કદાચ એ પાછળથી અહીં આવે. એનો પતિ પ્રશાસનિક પરિષદનો સભ્ય હતો કે સ્થાનિક વહીવટના બોર્ડનો સભ્ય હતો તે વિશે એ ખાસ જણાવી શકી નહી. એ પોતાના અજ્ઞાન પર રમૂજ અનુભવતી હતી. એનું નામ અન્ના સેર્જેયેન્વા હતું.

હોટલના રૂમમાં પાછા આવ્યા પછી ગુરોવ એનો વિચાર કરતો રહ્યો. આવતી કાલે એને મળવું અનિવાર્ય લાગતું હતું. પથારીમાં પડ્યો ત્યારે યાદ આવ્યું, હજી થોડા સમય પહેલાં તો એ પોતાની દીકરી જેમ સ્કૂલમાં ભણતી હતી. એનાં હાસ્ય અને વાતચીતમાં લજ્જા અને સંકોચ હતાં. કદાચ એ જિંદગીમાં પહેલી વાર એકલી પડી હતી અને પહેલી વાર એવી પરિસ્થિતિમાં મુકાઈ હતી, જ્યાં એની પાછળ ફરતા, તાકી તાકીને એને જોતા, એની સાથે વાતો કરતા લોકો કોઈ છૂપો બદઇરાદો ધરાવે છે એવી કલ્પના પણ કરી શકે.

એની પાતળી નાજુક ગરદન અને સુંદર ભૂખરી આંખો યાદ આવી. એને લાગ્યું કે એનામાં ઊંડેઊંડે કશુંક વિષાદમય છુપાયેલું હતું. તે વિચાર સાથે એ ઊંઘી ગયો.

૨

એમના પરિચયને અઠવાડિયું વીત્યું હતું. રજાનો દિવસ હતો. મકાનો અને રૂમની અંદર પુષ્કળ ઉકળાટ હતો, પરંતુ બહાર ફૂંકાતા પવનથી ધૂળ ઊડતી હતી, લોકોની હેટ ઊડી જતી હતી. તરસ છિપાતી જ ન હતી. ગુરોવ અન્ના સર્જેયેન્વા માટે ફળનો રસ અને બરફ લેવા વારંવાર કાફેમાં આવજા કરતો રહ્યો હતો. ગરમી અસહ્ય હતી.

સાંજે પવન ઓછો થયો. તેઓ બારામાં આવતી સ્ટીમરને જોવા દરિયાકાંઠે ગયાં. ત્યાં ઘણા લોકો ફરતા હતા. કેટલાકના હાથમાં ગુલદસ્તા હતા. તેઓ કોઈનું સ્વાગત કરવા આવ્યા હતા. સુંદર પોશાકમાં સજ્જ લોકોની ભીડમાં બે બાબત ધ્યાન ખેંચતી હતી – મોટી ઉંમરની મહિલાઓએ યુવાન સ્ત્રી જેવા પોશાક ધારણ કર્યા હતા અને લશ્કરના જનરલની સંખ્યા વધારે હતી.

દરિયો તોફાની હતો તેથી સ્ટીમરને આવતાં મોડું થયું. સૂરજ અસ્ત પામ્યો પછી સ્ટીમર માંડ લાંગરી શકાઈ. અન્ના સર્જેયેન્વા દૂરબીનથી સ્ટીમર અને મુસાફરોને જોતી હતી, જાણે કોઈ પરિચિત વ્યક્તિને શોધતી હોય. એણે ગુરોવ સામે જોયું ત્યારે એની આંખો ચળકતી હતી.

એ વાતચીત ચાલુ રાખવા જાતજાતના સવાલો પૂછતી અને પછી શું જાણવું છે તે ભૂલી જતી હતી. ભીડની ધક્કામુક્કીમાં એનું દૂરબીન પડી ગયું.

ભીડ વિખેરાવા લાગી. અંધારામાં લોકોનાં મોઢાં જોઈ શકાતાં ન હતાં. પવન સાવ પડી ગયો હતો. ગુરોવ અને અન્ના સર્જેયેન્વા હજી પણ સ્ટીમરમાંથી કોઈ આવવાનું બાકી હોય તેમ વાટ જોતાં ઊભાં હતાં. એ ખામોશ થઈ ગઈ હતી. થોડીથોડી વારે હાથમાં પકડેલાં ફૂલ સૂંઘી લેતી હતી. એ ગુરોવ સામે જોવાનું ટાળતી હતી.

'સાંજ ખુશનુમા થઈ ગઈ છે,' ગુરોવે કહ્યું, 'આપણે શું કરવું છે? ડ્રાઇવ કરવા જઈએ.'

એ નિરુત્તર રહી.

ગુરોવ સ્થિર નજરે એને જોતો રહ્યો, પછી એકાએક એને નજીક ખેંચી એના હોઠ પર ચુંબન કર્યું. ફૂલોની સુગંધ અને ભીનાશ એને ઘેરી વળી. આસપાસ જોઈ લીધું - કોઈ જોઈ તો નથી ગયુંને.

'ચાલ, તારા રૂમમાં જઈએ,' એ ખૂબ ધીમેથી બોલ્યો.

બંને ઝડપથી ચાલવા લાગ્યાં.

રૂમમાં બફારો હતો. ત્યાં અન્ના સર્જેયેન્વાએ જાપાની દુકાનમાંથી ખરીદેલા સૅન્ટની આછી સુગંધ આવતી હતી. ગુરોવે વિચાર્યું: જીવન કેટલી બધી અજાયબ અને અણધારી મુલાકાતોથી ભરેલું હોય છે. એને યાદ આવી એના સંપર્કમાં આવેલી બિન્ધાસ્ત, સારા સ્વભાવની મહિલાઓ. તે બધી સંભોગનો ભરપૂર આનંદ માણતી અને એણે આપેલા સુખ બદલ, ભલે થોડા સમય માટે, આભારી રહેતી. બીજા પ્રકારની સ્ત્રીઓ અસ્વાભાવિક, બનાવટી અને પાગલ જેવી ચેષ્ટાઓ કરતી અને બકબક કર્યા કરતી. એમના વર્તન પરથી લાગતું કે શારીરિક સંબંધ એમના માટે નિકટતા કે ઉત્કટતાનો નહીં, પણ કોઈ જુદો સંદર્ભ ધરાવતો હતો. એની પત્નીનો સમાવેશ એ પ્રકારની સ્ત્રીઓમાં થતો હતો. બીજી બે કે ત્રણ સુંદર અને ઠંડી મહિલાઓ હતી. એમના મોઢા પર શિકારી જેવા ભાવ દેખાતા. તેઓ જાણે જિંદગી આપી શકે તેનાથી વધારે નિચોવી લેવા માગતી હતી. એ બધી યુવાની વટાવી ગયેલી, ચંચળ, મનસ્વી, બુદ્ધિહીન અને નિરંકુશ મહિલાઓ હતી. એમનામાં રસ ગુમાવ્યા પછી ગુરોવ એમના માટે નફરત અનુભવતો. એમનાં વસ્ત્રોની ઝાલરો માછલીનાં ભીંગડાંની યાદ અપાવતી.

જ્યારે અહીં યુવાનીની ભીરુતા, અણઘડપણું અને બિનઅનુભવ સ્પષ્ટપણે હાજર હતાં. વાતાવરણમાં વ્યાકુળતા હતી, જાણે એ જ વખતે કોઈએ દરવાજો ખટખટાવ્યો હોય. અન્ના સર્જેયેન્વા, કૂતરા સાથે ફરતી મહિલા, આ ઘટનાને અસાધારણ, ખૂબ ગંભીર અને પોતાનું સ્ખલન માનતી હોય તેવું લાગતું હતું. એનું વર્તન વિચિત્ર અને ઊખડેલું હતું. અંગોમાં

સંક્ષોભ હતો. લાંબા વાળ શોકગ્રસ્ત દશામાં મોઢાની બંને બાજુ લટકતા હતા. એ ગમગીન સમાધિમાં ડૂબી ગઈ હતી અને પસ્તાવામાં ડૂબેલી કોઈ પાપણીના પ્રશિષ્ટ ચિત્ર જેવી લાગતી હતી.

'આ અયોગ્ય છે,' એ બોલી, 'ત્યાર પછી તમે મને ધિક્કારશો.'

ટેબલ ઉપર તરબૂચ પડ્યું હતું. ગુરોવે એમાંથી ટુકડો કાપ્યો. ધીરેધીરે આરામથી ખાવા લાગ્યો. અર્ધો કલાક જેટલો સમય પસાર થયો.

સાદી, શાલીન અને નિષ્કપટ અન્ના સર્જેયેન્વા હૃદયમાં ઊંડે સુધી સ્પર્શી જતી હતી. એવી સ્ત્રી, જેણે જીવનમાં બહુ ઓછું જોયું છે. ટેબલ પર મૂકેલી મીણબત્તીનું અજવાળું એના મોઢા સુધી પહોંચતું ન હતું, છતાં એની પીડા જોઈ શકાતી હતી.

'તને એવું કેમ લાગે છે કે હું તને ધિક્કારીશ? ગુરોવે પૂછ્યું. 'તને ખબર નથી, તું શું બોલે છે.'

'ઈશ્વર મને ક્ષમા કરે,' એ બોલી. એની આંખમાં આંસુ ડોકાયાં. 'આ ઘોર પાતક છે.'

'તું તો જાણે કોઈ અપરાધની ક્ષમા માગે છે.'

'ક્ષમા? હું અધમ અને પતીત સ્ત્રી છું. મને ધિક્કારું છું. મારી જાતને નિર્દોષ પુરવાર કરવાનો જરા પણ પ્રયત્ન કરતી નથી. મેં મારા પતિની સાથે મારી જાતને પણ છેતરી છે. અત્યારે જ નહીં, ઘણા સમયથી મને છેતરું છું. મારો પતિ પ્રામાણિક અને ઉમદા વ્યક્તિ હોઈ શકે, પરંતુ એ સ્વમાન વિનાનો ખુશામતિયો છે. મને ખબર નથી કે એ ઑફિસમાં શું કામ કરે છે, પરંતુ એટલું જાણું છું કે એ ખુશામતિયો છે. એને પરણી ત્યારે હું વીસ વર્ષની હતી, મારામાં ભરપૂર જિજ્ઞાસા હતી, હું કશુંક ઉચ્ચ ઝંખતી હતી. મેં મારી જાતને કહ્યું હતું કે ક્યાંક અલગ પ્રકારનું જીવન હશે. હું જીવવા માગતી હતી, મારામાં જિજ્ઞાસાની આગ ધધકતી હતી... તમને ક્યારેય સમજાશે નહીં, પરંતુ હું ઈશ્વરના સોગંદ ખાઈને કહું છું કે હું મારી જાત પર કાબૂ રાખી શકું તેમ ન હતી. મેં મારા પતિને કહ્યું, હું બીમાર છું અને અહીં આવી ગઈ... મને વળગાડ થયો હોય તેમ પાગલ જેમ વર્તવા લાગી... હવે હું સામાન્ય, તુચ્છ, સ્ત્રી બની ગઈ છું... મને ધિક્કારવાનો બધાને અધિકાર છે.'

ગુરોવ કંટાળો દાબી સાંભળતો રહ્યો. એના ભોળા ઉદ્‌ગારો, એનો સંતાપ - બધું અણધાર્યું અને અસ્થાને હતું. એની આંખમાં આંસુ ન હોત તો કદાચ એણે માન્યું હોત કે એ મજાક કરે છે અથવા નાટક કરે છે.

'મને કંઈ સમજાતું નથી, તને શું જોઈએ છે.' એ શાંતિથી બોલ્યો.

અન્ના સર્જેયેન્વાએ ગુરોવની છાતીમાં માથું દાબ્યું અને એનામાં ભરાઈ ગઈ.

'મારો વિશ્વાસ કરો, હું આજીજી કરું છું, મારો વિશ્વાસ કરો,' એ બોલી, 'જીવનમાં

જે કંઈ પ્રામાણિક છે, શુદ્ધ છે તેને હું ચાહું છું. પાપાચારની મને સૂગ છે. મને ખબર નથી, હું શું કરી રહી છું. આવું કંઈ બને તો ભોળા લોકો કહેશે, તેઓ અનિષ્ટના ઓછાયામાં આવી ગયા છે, હવે હું પણ કહું છે કે મારો પગ અનિષ્ટના કુંડાળામાં પડ્યો છે.'

ગુરોવે અસંમતિસૂચક ઉદ્‌ગાર કર્યો. એની સ્થિર અને ભયભીત આંખમાં ધારીને જોયું, એને ચુંબન કર્યું અને મૃદુ શબ્દોમાં સાંત્વના આપવા લાગ્યો. એ ધીરેધીરે શાંત થઈ અને હંમેશ જેવી પ્રફુલ્લિત થઈ ગઈ. થોડી વારમાં બંને જણ હસતાં હતાં.

મોડેથી બહાર નીકળ્યાં ત્યારે રસ્તામાં કોઈ ન હતું. સાયપ્રસનાં વૃક્ષો સહિત આખા શહેરમાં મૃત્યુવત્ શાંતિ હતી. સમુદ્ર હજી ઘૂઘવતો હતો. મોજાં અફળાતાં હતાં. માછીમારની એક હોડી મોજાં પર હાલકડોલક થતી હતી. એમાં લટકતો દીવો ઊંઘમાં હોય એવું ટમટમતો હતો.

એક વાહન મળ્યું. તેમાં બેસી ઓરેન્ડા જવા નીકળ્યાં.

'મેં હમણાં જ હૉલમાં તારી અટક વાંચી,' ગુરોવે કહ્યું, 'બોર્ડમાં લખ્યું હતું. વૉન ડાયડરિત્ઝ. તારો પતિ જર્મન છે?'

'ના. એના દાદા જર્મન હતા. એ ઓર્થોડોક્સ ચર્ચને અનુસરે છે.'

ઓરેન્ડા પહોંચી બાંકડા પર બેઠાં. ત્યાંથી ચર્ચ બહુ દૂર ન હતું. સમુદ્રને જોતાં ચુપચાપ બેસી રહ્યાં. પરોઢની ઝાકળમાં યાલ્ટા આછું આછું દેખાતું હતું. સફેદ વાદળાં પર્વતો પર સ્થિર બેઠાં હતાં. એક પણ પાંદડું હાલતું ન હતું. જીવડાં બોલતાં હતાં. સમુદ્રનો ઘેરો ઘુઘવાટ એમના સુધી પહોંચતો હતો. એ ઘુઘવાટમાંથી પ્રગાઢ શાંતિનો અને આપણા સૌની પ્રતીક્ષા કરતી અનંત નિદ્રાનો સંદેશ સંભળાતો હતો. યાલ્ટા કે ઓરેન્ડા જેવાં કોઈ સ્થળ અસ્તિત્વમાં આવ્યાં તેનાથી સદીઓ પહેલાં સમુદ્ર આ રીતે જ ઘૂઘવતો હતો, અત્યારે ઘૂઘવે છે અને આપણે નહીં હોઈએ ત્યારે પણ ખાલી ખાલી ઘૂઘવતો રહેશે. કદાચ આ પ્રકારના સાતત્યમાં, જીવન તથા મૃત્યુ તરફની ઉદાસીનતામાં, આપણી આખરી મુક્તિનું, પૃથ્વી પર વહેતા જીવનપ્રવાહનું અને સંપૂર્ણતા માટેની અંતહીન દોટનું રહસ્ય છુપાયેલું છે.

ગુરોવ પરોઢના ઉજાશમાં અપ્રતિમ સુંદર લાગતી યુવતીની બાજુમાં બેઠો હતો. એ સમુદ્ર, પર્વતો, વાદળાં અને અસીમ આકાશના જાદુઈ સૌંદર્યથી પ્રભાવિત, મુગ્ધ, શાંતચિત્તે બેઠી હતી. ગુરોવે વિચાર્યું કે આપણે આ બધું મનમાં ઝીલી શકીએ તો જગતમાં બધું ખૂબ સુંદર હોય છે - બધું જ, સિવાય કે આપણે આપણા અસ્તિત્વનાં ઉચ્ચ ધ્યેય અને માનવીય ગરિમા વિસારે પાડ્યાં હોય.

કોઈક એમની પાસે આવ્યું. કદાચ ચોકીદાર હશે. એમને જોયાં અને ચાલ્યો

ગયો. એ ઘટના પણ રહસ્યમય અને સુંદર લાગી. ફિડોસિયાથી આવેલી સ્ટીમર બારામાં પ્રવેશતી હતી. પરોઢના સમયે એના બધા દીવા હોલવાઈ ગયા હતા.

'ઘાસ પર ઝાકળબિંદુઓ પડ્યાં છે,' એ ખામોશી તોડતાં બોલી.

'હા. પાછા વળવાનો સમય થયો છે.'

તેઓ પાછાં ફર્યાં.

ત્યાર પછી રોજ બપોરે મળવા લાગ્યાં. લંચ અને ડિનર સાથે લે, ચાલવા જાય, સમુદ્રની મજા માણે. અન્ના સર્જેયેન્વા અનિદ્રાની અને હૃદયના વધારે પડતા ધબકારની ફરિયાદ કરતી. એ એકના એક સવાલ વારંવાર પૂછતી, પછી વિચારતી કે ગુરોવને એના માટે આદરભાવ નથી. ચોકમાં કે પાર્કમાં કોઈ દેખાય નહીં ત્યારે ગુરોવ એને નજીક ખેંચી ઉત્તેજિત ચુંબન કરી લેતો. એ અલસ દિવસો, ખુલ્લેઆમ ચુંબન કરતી વખતે ચોરીછૂપીથી ફેરવી લીધેલી નજર, પકડાઈ જવાનો ભય, ગરમી, દરિયાની ગંધ, દૃષ્ટિપથમાંથી પસાર થઈ જતા સુસ્ત, સુઘડ, તંદુરસ્ત લોકો - એ બધું એના જીવનમાં નવી તાજગી ભરતું હતું. એ એને કહેતો કે એ ખૂબ રૂપાળી અને આકર્ષક છે. એ એની સાથે ઉત્કટ સહશયનનો આનંદ માણતો, અધીર વ્યક્તિ જેમ એનાથી એક ડગલું પણ દૂર જતો નહીં, પરંતુ એ વારંવાર ઉદાસ થઈ જતી. એની પાસે કબૂલ કરાવવા મથતી કે એને એના માટે માન નથી, એને જરાય પ્રેમ કરતો નથી અને એને સાવ સામાન્ય સ્ત્રી માને છે.

તેઓ લગભગ દરરોજ સાંજે ઓરેન્ડાની મુલાકાતે, પાણીનો ધોધ જોવા કે અન્ય સુંદર સ્થળે જતાં. એ સ્થળોનું જાદુઈ સૌંદર્ય એમની ભીતર ઊંડે સુધી ઊતરી જતું.

આ બધો જ સમય તેઓ એના પતિની વાટ જોતાં હતાં. એનો પત્ર આવ્યો. એણે લખ્યું હતું કે એની આંખોમાં કશીક તકલીફ થઈ છે, તેથી આવી શકશે નહીં. એણે પત્નીને શક્ય તેટલી જલદી ઘેર આવી જવા વિનંતી કરી હતી. અન્ના સર્જેયેન્વા ઘેર જવાની ફટાફટ તૈયારી કરવા લાગી.

'સારું થયું કે હું જાઉં છું,' એણે ગુરોવને કહ્યું, 'આ ભાવિનો સંકેત છે.'

એણે ગાડા જેવા વાહનમાં યાલ્ટા છોડ્યું. ગુરોવ રેલવે સ્ટેશન સુધી એની સાથે ગયો. સ્ટેશને પહોંચતાં લગભગ આખો દિવસ લાગ્યો. બીજી વાર ઘંટ વાગ્યો ત્યારે એ એક્સપ્રેસ ટ્રેનના ડબામાં ચઢી.

એણે કહ્યું: 'એક વાર તમને જોઈ લેવા દો... છેલ્લી વાર... હં... એ રીતે જ...'

એ રડી નહીં, પણ બહુ ઉદાસ હતી, બીમાર જેવી લાગતી હતી, ગાલ તરડાઈ ગયા હતા.

'હું તમને યાદ કરીશ... હરહંમેશ યાદ કરતી રહીશ,' એ બોલી, 'ઈશ્વર તમારું ભલું કરે... મારા વિશે સારું વિચારજો... આપણે હંમેશ માટે છૂટાં પડીએ છીએ...

એ જ યોગ્ય છે, આપણે મળવું જ જોઈતું ન હતું. ગુડ બાય... ઈશ્વર તમારું ભલું કરે.'

ટ્રેન ગતિ પકડીને સ્ટેશનમાંથી ઝડપથી બહાર નીકળી ગઈ, થોડી વારમાં એની લાઇટ દેખાતી બંધ થઈ, એક મિનિટમાં એનો અવાજ પણ સંભળાતો બંધ થયો, જાણે એ બધું આ દિવસોમાં આવી ગયેલા મધુર ઉન્માદ અને ગાંડપણનો જલદીમાં જલદી અંત આણવાનું કાવતરું હોય. ગુરોવ પ્લેટફૉર્મ પર એકલો ઊભો હતો. એણે દૂરના અંધકારમાં નજર કરી, જીવજંતુઓના અવાજ સંભળાયા, ટેલિગ્રાફના તારમાંથી ઊઠતું હમિન્ગ સાંભળતો રહ્યો. એને લાગ્યું કે એ હમણાં જ જાગ્યો છે. એણે વિચાર્યું: આ પણ એની જિંદગીમાં આવેલાં અન્ય સાહસો જેવી જ એક ઘટના હતી. એ પણ હવે પૂરી થઈ છે. એની યાદ સિવાય કંઈ બાકી રહ્યું નથી. એ ઉદાસ હતો. એના મનમાં આછો પસ્તાવો જાગતો હતો. હવે ક્યારેય મળવાની નથી એ યુવાન સ્ત્રી વાસ્તવમાં એની સાથે સુખી ન હતી. ગુરોવે એના પ્રત્યે સાચા ભાવથી મૈત્રી અને સ્નેહ દર્શાવ્યાં હતાં, છતાં એના વર્તનમાં, એના અવાજમાં, એના દરેક વહાલભર્યા સ્પર્શમાં ક્યાંક વિરોધાભાસ છુપાયેલો હતો. એની ઉંમર એનાથી લગભગ બમણી હતી. એની વૃત્તિ નસીબદાર પુરુષની જેમ એને અપમાનજનક રીતે વધુમાં વધુ ભોગવી લેવાની રહી હતી. એ એને ભલો, વિશિષ્ટ અને બુદ્ધિશાળી માનતી રહી હતી. એ પોતે પણ એની સાથે પોતાના મૂળ ચારિત્ર્યથી અલગ રીતે પેશ આવ્યો હતો, છતાં એણે અજાણતાં જ એને છેતરી હતી.

હવામાં આવી રહેલી પાનખરની ગંધ હતી, સાંજમાં ઠંડક ઊતરી આવી હતી.

પ્લેટફૉર્મમાંથી બહાર નીકળતાં એણે વિચાર્યું: મારે પણ ઉત્તર તરફ પાછા વળવાનો સમય થયો છે. તે વિચાર સાથે એ પ્લેટફૉર્મથી દૂર નીકળી ગયો

૩

એ મોસ્કો પાછો આવ્યો ત્યારે શિયાળાની શરૂઆત થઈ હતી. સ્ટવ ગરમ થવા લાગ્યા હતા. બાળકો સવારે ચા-નાસ્તો કરે અને સ્કૂલ જવા તૈયાર થાય ત્યારે અંધારું હોય. આયા થોડી વાર માટે દીવા કરતી. ધુમ્મસ જામવા લાગ્યું હતું. પહેલો બરફ પડે અને લોકો સ્લેજમાં બેસી પહેલી વાર નીકળે ત્યારે સફેદ મેદાન અને સફેદ છાપરાં જોવાની મજા આવે. લોકો હળવાશથી ખુલ્લામાં શ્વાસ લે, યુવાનીના દિવસો યાદ આવી જાય. બરફથી આચ્છાદિત વર્ષો જૂનાં લાઈમ અને બર્ચ વૃક્ષો સાયપ્રસ અને પામની સરખામણીમાં વધારે ગમે છે. એ વૃક્ષો નીચે લોકોએ પહાડો અને સમુદ્રનો વિચાર કરવાની જરૂર પડતી નથી.

ગુરોવ જન્મથી મોસ્કોમાં જ રહ્યો છે. એ ધુમ્મસભરી સુંદર સવારે પાછો આવ્યો, ફરવાળો ઓવરકોટ અને જાડાં મોજાં

પહેરી એણે પેટ્રોવકા સ્ટ્રીટમાં આરામથી આંટા માર્યા, શનિવારની સાંજે ચર્ચબેલ સાંભળ્યા ત્યારે યાલ્ટાના પ્રવાસનું અને ત્યાંનાં સ્થળોનું આકર્ષણ ઓસરી ગયું. એ ક્રમશઃ મોસ્કોની જિંદગીમાં ભળી ગયો. દરરોજ ત્રણ છાપાં આતુરતાપૂર્વક વાંચે, છતાં કહે એમ કે સિદ્ધાંત ખાતર એ મોસ્કોનાં છાપાં વાંચતો જ નથી! એ ફરીથી મોસ્કોનાં હોટલો, ક્લબો, સમારંભો અને ઊજવણીઓના ચક્કરમાં પડી ગયો. પ્રસિદ્ધ વકીલો અને અભિનેતાઓની એને ઘેર અવરજવર છે અને પોતે મેડિકલ ક્લબમાં ડૉક્ટરો સાથે પાને રમે છે તેવી બાબતોથી એ ફરી ગર્વ અનુભવવા લાગ્યો હતો.

એ માનતો હતો કે એકાદ મહિનામાં અન્ના સર્જેયેન્વા એના ઉદાસ સ્મિત સાથે માત્ર સ્મૃતિ બની જશે અને બીજી સ્ત્રીઓની જેમ ક્યારેક સપનામાં આવશે. પરંતુ એક મહિનાથી વધારે સમય પસાર થયો, શિયાળો બરાબર જામી ગયો, છતાં એની સ્મૃતિ ઝાંખી પડી ન હતી, જાણે એ આગલા દિવસે જ એનાથી છૂટો પડ્યો હોય. એ વધારે યાદ આવવા લાગી હતી. એના સ્ટડીમાં બેઠો હોય ત્યારે સાંજની નિ:સ્તબ્ધતામાં સંતાનોનો ભણવાનો અવાજ સંભળાય, એ કોઈ ગીત સાંભળે, રેસ્ટોરન્ટના મ્યુઝિક બૉક્સમાંથી સંગીત સાંભળે કે ચીમનીમાંથી પસાર થતા પવનના સૂસવાટા સંભળાય ત્યારે બધું તાદશ થઈ ઊઠતું – સમુદ્રકાંઠે વહેલી સવાર, ધુમ્મસઘેર્યા પહાડો, ફિડોસિયાથી આવતી સ્ટીમર, ચુંબનો. એ રૂમમાં આંટા માર્યા કરતો. કશુંક યાદ આવતાં સ્મિત ફરકી જતું. પછી તો એ સ્મૃતિઓ સપનામાં ફેરવાઈ ગઈ. વીતેલી ઘટનાઓ હવે બનવાની હોય તેવી કલ્પના કરવા લાગ્યો. અન્ના સર્જેયેન્વા સપનામાં જ નહીં, દરેક જગ્યાએ પડછાયા જેમ એની સાથે રહેવા લાગી હતી. આંખ બંધ કરે તે સાથે એ સદેહે ઊભેલી દેખાય. અગાઉથી વધારે સુંદર, યુવાન અને કોમળ. એ પોતાને પણ યાલ્ટામાં હતો એથી વધારે સુંદર કલ્પવા લાગ્યો હતો. સાંજે એ પુસ્તકોના ઘોડા પાછળથી, ફાયર પ્લેસ પાસેથી, ખૂણામાંથી એને ટગરટગર જોયા કરતી. એના શ્વાસોચ્છ્વાસ, સ્કર્ટનો મીઠો સળવળાટ સંભળાતા. શેરીમાંથી પસાર થતી સ્ત્રીઓમાં એનો અણસાર શોધવા એ ક્યાંય સુધી એમને જોયા કરતો.

કોઈકને એના વિશે વાત કરવાની અદમ્ય ઇચ્છા જાગતી. ઘરમાં તો એના પ્રેમની વાત કરી શકાય નહીં, ઘરની બહાર પણ મન ખાલી કરી શકે તેવું કોઈ ન હતું. એનાં ભાડૂઆત, બેન્કના સહકર્મચારીઓ કે બીજા કોઈનેય નહીં. અને કહેવા જેવું શું હતું? શું એ પ્રેમમાં પડ્યો હતો? એના અન્ના સર્જેયેન્વા સાથેના સંબંધમાં કશું ઉત્કૃષ્ટ, કાવ્યાત્મક, બોધાત્મક કે બીજાને રસ પડે તેવું હતું પણ શું? પ્રેમ અને મહિલાઓ વિશે

સર્વસામાન્ય અસંગત વિધાનો કરીને સંતોષ માનવો પડતો. કોઈને સમજાતું નહીં કે એ કહેવા શું માગે છે. એક વાર એવી વાત સાંભળીને એની પત્નીનાં ભવાં સંકોચાયાં હતાં. એણે કહ્યું હતું: 'આવા વરણાગિયાવેડા તને શોભતા નથી, દિમિત્રિ.'

એક સાંજે એ પાનાંની રમતના સાથીદાર સાથે મેડિકલ ક્લબમાંથી નીકળતો હતો. સાથીદાર સરકારી અધિકારી હતો. ગુરોવ એને કહ્યા વિના રહી શક્યો નહીં: 'કાશ તમે જાણતા હોત કે યાલ્ટામાં હું કેવી સુંદર મહિલાના સંપર્કમાં આવ્યો હતો.'

અધિકારી એની સ્લેજમાં બેઠો, અચાનક પાછળ વળી મોટેથી બોલ્યો:

'દમિત્રિ દમિત્રિક?'

'યસ?'

'તમારી વાત સાચી હતી, યુ નો, સ્ટર્જન (મોટી માછલી) હાથમાં આવતાં આવતાં થોડી...ક જ દૂર રહી ગઈ.'

આમ તો એ વાક્ય બહુ સામાન્ય હતું, છતાં કોઈ કારણસર ગુરોવને ઊંડી ચોટ પહોંચી, બહુ અપમાન લાગ્યું. કેવું અસભ્ય વર્તન! કેવા ક્ષુદ્ર લોકો! કેવી અર્થહીન સાંજો! કેવા કંટાળાજનક ખાલી દિવસો! પાગલ જેમ પાને રમવું, ખાઉધરા જેમ ખાવું, દારૂ પીધા કરવો, એકની એક વાત કર્યા કરવી... માણસનો મોટા ભાગનો સમય અને શક્તિ નિરર્થક કામોમાં, ગોળ ગોળ ફર્યા કરતી ચર્ચાઓમાં ખરચાઈ જાય છે, પછી પાછળ રહે છે કુંઠિત અને દુનિયાદારીમાં અટવાયેલું અસ્તિત્વ તથા ક્ષુદ્રતાઓ. ભાગી છૂટવા જેવી જગ્યા પણ રહી નથી. તમે જાણે પાગલખાનામાં કે ગુનેગારની જેમ કેદખાનામાં સબડ્યા કરો છો.

આખી રાત ઊંઘ આવી નહીં. પાસાં ઘસતો રહ્યો. બીજો દિવસ માથાના દુ:ખાવામાં ગયો. ત્યાર પછીની રાતોમાં પણ બરાબર ઊંઘ આવી નહીં. એ પલંગ પર વિચારમગ્ન બેસી રહેતો કે રૂમમાં આંટા મારતો. એને સંતાનો, બેન્ક, કશામાં રસ રહ્યો ન હતો. કોઈની સાથે વાત કરવાની ઇચ્છા જ મરી ગઈ હતી.

નાતાલની રજાઓ આવી. એણે મુસાફરીની તૈયારી કરી. પત્નીને કહ્યું કે એક યુવાન મિત્રને મદદ કરવા એણે પિટર્સબર્ગ જવું પડશે. એ 'સ' શહેરમાં જવા નીકળ્યો. એને ખબર ન હતી કે ત્યાં પહોંચ્યા પછી શું કરશે. એ એટલું જ જાણતો હતો કે શક્ય બને તો અન્ના સર્જેયેન્વાને મળી એની સાથે વાતો કરવાની તાતી જરૂર હતી.

એ સવારે ત્યાં પહોંચ્યો. હોટલમાં શ્રેષ્ઠ રૂમ લીધો. રૂમમાં ભૂખરા રંગની ખરબચડી કારપેટ પાથરી હતી, ટેબલ ઉપર મૂકેલું ઇન્કસ્ટેન્ડ ધૂળથી રાખોડી થઈ ગયું હતું. એના પર સુશોભન માટે મૂકેલો મસ્તક વગરનો ઘોડેસવાર ઊંચા હાથે હેટ પકડીને ઊભો હતો. સામાન મૂકવા આવેલા હોટલના માણસે એને જોઈતી

માહિતી આપી. વૉન ડાયડરિત્ઝનું ઘર હોટલથી બહુ દૂર ન હતું. એ શ્રીમંત હતો અને વૈભવી જીવન જીવતો હતો. એની પાસે પોતાની બગી હતી. આખું શહેર એને ઓળખતું હતું. એણે એના નામનો ઉચ્ચાર 'ડ્રિડરિત્ઝ' કર્યો હતો.

ગુરોવે એનું ઘર શોધી કાઢ્યું, ઘરની આગળ ભૂખરી વાડ હતી. એના પર ખીલા ઠોક્યા હતા. આવી વાડ જોઈને તો કોઈ ત્યાં ઊભા રહેવાની હિંમત જ કરી શકે નહીં. એ ઘરની બારીઓ અને વાડ સામે જોતો ઊભો હતો. આજે રજા હોવાથી એનો પતિ મોટે ભાગે ઘરમાં જ હશે. એથી અત્યારે અન્ના સર્જેયેન્વાને મળવા એના ઘરમાં જવું અવિચારી પગલું હતું. એ કફોડી હાલતમાં મુકાઈ જાય. ચિઠ્ઠી મોકલાવે અને તે એના પતિ પાસે પહોંચે તો તો બહુ મોટી આફત ઊભી થાય. એને મળવાની તક મળે ત્યાં સુધી વાટ જોવી એ જ શ્રેષ્ઠ માર્ગ હતો. એ વાડની આસપાસ ચક્કર મારતો રહ્યો. થોડી વાર પછી એક ભિખારી ઘરના ગેટમાં દાખલ થવા ગયો તે સાથે જ કૂતરાઓએ એના પર હુમલો કર્યો. એકાદ કલાક પછી પિયાનોનો ધીમો અવાજ સંભળાયો. કદાચ અન્ના સર્જેયેન્વા પિયાનો વગાડતી હશે. અચાનક ઘરનું બારણું ઊઘડ્યું. એક વૃદ્ધ મહિલા બહાર નીકળી. એની પાછળ પેલો પરિચિત શ્વેત પોમેરેરિયન હતો. ગુરોવે એને બોલાવવાનો પ્રયત્ન કર્યો, પરંતુ ઉત્તેજનામાં એનું નામ ભૂલી ગયો.

એ ભૂખરી વાડને ધિક્કારતો આંટા મારતો રહ્યો. એણે ચીડથી વિચાર્યું કે અન્ના સર્જેયેન્વા એને ભૂલી ગઈ છે, કોઈ બીજી વ્યક્તિ એના જીવનમાં આવી ગઈ છે. સવારથી રાત વાડમાં પુરાઈ રહેતી યુવાન સ્ત્રી માટે એવું બનવું સ્વાભાવિક પણ હતું. ઘણી વાર આંટાફેરા માર્યા પછી એ હોટલમાં પાછો ફર્યો. રૂમમાં સોફા પર બેસી રહ્યો. શું કરવું તે સૂઝતું ન હતું. જમવાનું મગાવ્યું. જમીને ઊંઘી ગયો.

જાગ્યો ત્યારે બારી બહાર અંધારું થઈ ગયું હતું. કેવો મૂર્ખતાભર્યો અને અજંપ દિવસ. સાંજ પડી ગઈ હતી. એ ખૂબ ઊંઘ્યો હતો. હવે રાતે શું કરશે?

એ સસ્તી ભૂખરી રજાઈ ઓઢીને પલંગ પર બેઠો હતો. રજાઈ હૉસ્પિટલના બ્લેન્કેટની યાદ અપાવતી હતી. એ પોતાને ભાંડવા લાગ્યો: તું અને કૂતરા સાથે ફરતી તારી સ્ત્રી... વાહ રે વાહ, તારું આ સાહસ! હવે જો, તને તારી પીડાઓના બદલામાં શું મળ્યું છે...

સવારે સ્ટેશને ઊતર્યો ત્યારે મોટા અક્ષરોમાં એક જાહેરાત જોઈ હતી. આજે સ્થાનિક થિયેટરમાં 'ધ ગેઇશા' નાટકનો પ્રથમ પ્રયોગ હતો. તે યાદ આવતાં જ એ ઊભો થયો અને થિયેટરમાં ગયો.

એણે વિચાર્યું, શક્ય છે કે એ દરેક પ્રથમ પ્રયોગ જોવા જતી હોય,

થિયેટર ચિકાર હતું. પ્રાંતીય પ્રદેશોમાં હોય તેવું થિયેટર હતું. ઝુમ્મરોની આજુબાજુ ધુમ્મસ હતું. ગેલેરીમાં બેઠેલા

અજંપ પ્રેક્ષકો શોરબકોર કરતા હતા. પહેલી કતારમાં છેલબટાઉ જેવા સ્થાનિક લોકો પાછળ હાથ રાખી પરદો ઉપડવાની રાહ જોતા ઊભા હતા. ગવર્નરના બૉક્સની પહેલી સીટ પર ગવર્નરની દીકરી બેઠી હતી. એણે પીંછાંથી બનાવેલો સ્કાર્ફ વીંટાળ્યો હતો. ગવર્નર ત્યાં લટકતા પરદા પાછળ ઢંકાઈ ગયા હતા. એમના હાથ જ દેખાતા હતા. સ્ટેજના પરદામાં સળવળાટ થવા લાગ્યો. ઓરકેસ્ટ્રા ક્યારનું વાદ્યો મેળવતું હતું. પ્રેક્ષકો આવતા હતા અને એમની જગ્યા લેતા હતા. ગુરોવ બધા પર ઉત્સુકતાપૂર્વક નજર ફેરવતો હતો.

અન્ના સર્જેયેન્વા પણ આવી. એ આગળની ત્રીજી હરોળમાં બેઠી. એના પર નજર પડતાં ગુરોવનું હૃદય ધબકાર ચૂકી ગયું. એ તે જ ક્ષણે સભાન થઈ ઊઠ્યો કે આખી દુનિયામાં એના જેવું પ્રિય, મહામૂલું અને મહત્ત્વનું બીજું કોઈ ન હતું. આ નાનકડી, સામાન્ય, સ્થાનિક લોકોની ભીડમાં ખોવાયેલી, બેવકૂફ જેવું દૂરબીન હાથમાં પકડીને બેઠેલી સ્ત્રી જ એનું સર્વસ્વ હતી. એ જ એની પીડા હતી, એ જ એનો આનંદ હતી, એ જ એની અભિલાષા હતી. નિકૃષ્ટ પ્રકારના ઓરકેસ્ટ્રામાંથી શિખાઉ વાયોલિનવાદકોની સૂરાવલિઓની વચ્ચે એણે સ્વપ્નિલ મનોદશામાં વિચાર્યું – એ કેટલી બધી સુંદર છે.

એક લાંબો, ઢળેલા ખભા અને મૂછવાળો યુવક અન્ના સર્જેયેન્વાની સાથે આવ્યો. એની બાજુમાં બેસતાં પહેલાં એ સતત કોઈને નમન કરતો હોય તેમ દરેક ડગલે માથું નમાવતો રહેતો હતો. એ એનો પતિ જ હોવો જોઈએ. યાલ્ટામાં એક વાર કડવાશના ઊભરા વચ્ચે એણે એને 'ખુશામતિયો' કહ્યો હતો. દૂબળું શરીર, બંને બાજુ થોભિયા અને માથા વચ્ચે ટાલથી એ ખરેખર ખુશામતખોર નોકર જેવો જ લાગતો હતો. એ ગળચટું હસતો હતો. એના બટનના કાણામાં ખોસેલો ચળકતો બિલ્લો ચપરાસીના ગણવેશ પર લગાવેલા નંબર જેવો દેખાતો હતો.

પહેલો ઇન્ટરવલ પડ્યો ત્યારે એનો પતિ ધૂમ્રપાન કરવા બહાર ગયો. એ એકલી પડી. ગુરોવ એની પાસે ગયો. ધ્રૂજતા અવાજે અને પરાણે ખેંચેલા સ્મિતસહ બોલ્યો: 'કેમ છે?'

એણે માથું ઊંચું કર્યું. તે સાથે જ ફિક્કી પડી ગઈ. બીજી વાર જોયું ત્યારે એની નજરમાં આતંક છવાઈ ગયો. એ પોતાની આંખ પર ભરોસો કરી શકી નહીં. બેભાન થઈ જવા જેવી હાલત પર કાબૂ મેળવવા પંખો અને દૂરબીન જોરથી દબાવવા લાગી. બેમાંથી કોઈ એક શબ્દ બોલી શક્યું નહીં. એ એની જગ્યાએ બેસી રહી અને એ એની મૂંઝવણથી વિક્ષુબ્ધ બાજુમાં ઊભો રહ્યો, બેસવાની હિંમત ચાલી નહીં. સૂરમાં લેવાતાં વાયોલિન અને ફ્લ્યુટ બજી ઊઠ્યાં. વાતાવરણમાં તનાવ હતો, જાણે બૉક્સમાં બેઠેલા બધા લોકો એમને જોઈ રહ્યાં હોય. એ ઊભી થઈ, ઝડપથી એક એક્ઝિટ તરફ ગઈ. એ એની

પાછળ ગયો. બંને જણ ગલિયારાઓમાં નિર્હેતુક ચાલતાં રહ્યાં, દાદરા ચઢતાં-ઊતરતાં રહ્યાં. ગણવેશધારી કાયદાના અધિકારીઓ, હાઇ સ્કૂલના શિક્ષકો અને સરકારી નોકરો બિલ્લા પહેરીને ફરતા દેખાયા. મહિલાઓ, ખીંટી પર લટકતા કોટ, એમની નજરમાંથી પસાર થતાં રહ્યાં. ઠંડી હવા સાથે સિગારેટના ધુમાડાની ગંધ ખેંચાઈ આવી. ગુરોવનું હૃદય ફાટી પડે તેમ ધડકતું હતું. એણે વિચાર્યું: આ બધા લોકો, આ ઓરકેસ્ટ્રાની અહીં શી જરૂર છે?

બીજી જ ક્ષણે એને અચાનક યાદ આવ્યું કે તે સાંજે અન્ના સર્જેયેન્વાને સ્ટેશન પર વિદાય આપ્યા પછી એણે વિચાર્યું હતું કે બધું પૂરું થયું છે અને એ લોકો ફરી ક્યારેય મળશે નહીં, પરંતુ હવે એ અંત ખૂબ દૂર લાગતો હતો.

એ સાંકડા, અંધારા, દાદરા પર ઊભી રહી. ત્યાં સૂચના લખી હતી: 'અપર ક્લાસ તરફ.'

'તમે મને કેવી ગભરાવી દીધી!' એ બોલી. એના શ્વાસ જોરજોરથી ચાલતા હતા. મોઢાની ફિક્કાશ ઘટી ન હતી. એ આઘાતથી દિગ્મૂઢ થઈ ગઈ હતી. 'ઓહ, તમે મને કેવી ગભરાવી દીધી! હું તો મરી જ ગઈ છું. તમે શા માટે આવ્યા છો? ઓહ... શા માટે?'

'પણ, અન્ના,' એ ધીમા અવાજે ઝડપથી બોલ્યો. 'સમજવાની કોશિશ કર... કોશિશ કર કે - '

એણે ભયભીત, આજીજીથી ભરેલી, પ્રેમાળ નજરે ગુરોવ સામે જોયું, જાણે એને પોતાની સ્મૃતિમાં દઢપણે જડી લેવા માગતી હોય.

એ શું કહેતો હતો તેના પર ધ્યાન આપ્યા વિના એ બોલતી રહી: 'હું એટલી બધી દુ:ખી છું... હરઘડી તમારા સિવાય કશાયનો વિચાર કરી શકતી નથી... હું તમારી યાદમાં જ જીવી છું... હું તમને ભૂલવાનો પ્રયત્ન કરતી હતી... પણ શા માટે... ઓહ... તમે શા માટે આવ્યા?'

દાદરાની ઉપરની જગ્યામાં શાળાના બે વિદ્યાર્થી ધૂમ્રપાન કરતા હતા અને નીચે જોતા હતા. ગુરોવે એમની પરવા કર્યા વિના અન્ના સર્જેયેન્વાને નજીક ખેંચી, એના મોઢા પર, હોઠ પર, હાથ પર ચુંબન કરવા લાગ્યો.

'આ શું કરો છો... અરે, આ શું કરો છો તમે?' એ આતંકિત થઈ ઊઠી અને પાછળ ખસી ગઈ. 'આપણે પાગલ થઈ ગયાં છીએ... તમે આજે રાતે જ, આ ક્ષણે જ ચાલ્યા જાઓ... બધી જ પવિત્રતાઓ ખાતર હું તમને આજીજી કરું છું... કોઈ આવે છે...'

કોઈ પગથિયાં ઊતરતું હતું.

અન્ના સર્જેયેન્વા શ્વાસ જેવા ધીમા અવાજે બોલતી રહી: 'જાવ તમે... સંભળાય છે તમને, દમિત્રિ દમિત્રિક? હું તમને મળવા મોસ્કો આવીશ... હું ક્યારેય સુખી ન હતી, અત્યારે પણ નથી અને ક્યારેય સુખી થઈ શકીશ નહીં -

ક્યારેય નહીં! મને વધારે દુ:ખી ન કરો... હું તમારી પાસે મોસ્કો આવીશ... સોગંદ ખાઉં છું... અત્યારે આપણે છૂટાં પડવું જ પડે... મારા પ્રિયતમ... મારા વહાલા... આપણે છૂટાં પડીએ.'

એણે એનો હાથ દાબ્યો. પાછળ વળીને એને જોતી જોતી પગથિયાં ઊતરી ગઈ. એની આંખોમાંથી સ્પષ્ટ દેખાતું હતું કે એ સાચે જ દુ:ખી હતી. ગુરોવ થોડી વાર ત્યાં ઊભો રહી ધ્યાનથી સાંભળતો રહ્યો. બધું ફરી શાંત થઈ ગયું પછી એનો કોટ લઈ થિયેટરમાંથી બહાર નીકળી ગયો.

૪

અન્ના સર્જેયેન્વાએ એને મળવા મોસ્કો આવવાનું શરૂ કર્યું. દર બે કે ત્રણ મહિને એ એના 'સ' શહેરમાંથી મોસ્કો આવતી. એણે પતિને કહ્યું હતું કે એ સ્ત્રીરોગના નિષ્ણાત ડૉક્ટરને મળવા જાય છે. એનો પતિ એની વાત સાચી માનતો અને ન પણ માનતો. એ મોસ્કોમાં 'સ્લેવિઆન્સ્કિ બજાર' હોટલમાં જ ઊતરતી. ત્યાં પહોંચીને લાલ ટોપીવાળા માણસ સાથે ગુરોવને સંદેશો મોકલતી. ગુરોવ એની પાસે પહોંચી જતો. એ વિશે મોસ્કોમાં કોઈને ખબર પડી ન હતી.

એક શિયાળાની સવારે એ એને મળવા જતો હતો. (સંદેશો લાવનાર માણસ આગલી સાંજે આવ્યો ત્યારે એ ઘરમાં ન હતો.) એની દીકરી સાથે હતી. એની સ્કૂલ રસ્તામાં પડતી હતી, એથી એને મૂકતો જવાનો હતો. બરફ પડતો હતો.

'ટેમ્પરેચર શૂન્યથી ત્રણ ડિગ્રી ઊંચું છે, છતાં બરફ પડે છે,' ગુરોવે દીકરીને કહ્યું, 'તું જો કે જમીન પર ટેમ્પરેચર શૂન્યથી થોડું વધારે છે, પરંતુ વાતાવરણના ઉપરી સ્તરો પર તાપમાન સાવ જુદું છે.'

'પપ્પા, શિયાળામાં ક્યારેય ગાજવીજ કેમ ન થાય?'

એ વિશે પણ એને સમજણ આપી. તે દરમિયાન એ પોતાને યાદ અપાવતો રહ્યો હતો કે એ એની પ્રેમિકાને મળવા જાય છે અને તે વિશે કોઈને ખબર નથી, કદાચ કોઈને પડશે પણ નહીં. એ બેવડી જિંદગી જીવતો હતો. એક જિંદગી બધા લાગતાવળગતા લોકોની સામે, સર્વસામાન્ય સત્યો અને સર્વસામાન્ય બનાવટો સાથે, જાહેરમાં જીવતો હતો. એની એ જિંદગી અન્ય મિત્રો અને પરિચિતોના જીવન જેવી જ હતી. એની બીજી જિંદગી ગુપ્ત રીતે વહેતી હતી. કેટલાક વિચિત્ર, કદાચ આકસ્મિક, સંજોગોની હારમાળાને લીધે એના જીવનમાં જે કંઈ મૂલ્યવાન, રસપ્રદ, અનિવાર્ય હતું, જેના માટે એ સંપૂર્ણ નિષ્ઠા ધરાવતો હતો, પોતાની જાતને પણ છેતરતો નહીં, જે એના જીવનનું સારતત્ત્વ હતું તે બધું જ ગોપનીય બની ગયું હતું. જ્યારે એનામાં જે કંઈ બનાવટી હતું, બાહ્ય આવરણ જેવું - જેમ કે બેન્કમાં નોકરી, ક્લબમાં ચાલ્યા કરતી ચર્ચાઓ, એની 'નિમ્ન જાતિઓ', પરિચિત લોકોની વાર્ષિક તિથિઓની ઉજવણીમાં પત્ની

સાથે આપેલી હાજરી - તે બધું એ જાહેરમાં જીવતો હતો. એ બીજાને અલગ રીતે જોવા લાગ્યો હતો. આંખ સામે દેખાય તેને સાચું માનતો નહીં. એ માનવા લાગ્યો હતો કે દરેક વ્યક્તિની સાચી, એકમાત્ર રસપ્રદ, જિંદગી રાતના આવરણ હેઠળ ગુપ્ત રીતે પસાર થાય છે. દરેક વ્યક્તિ રહસ્યનો અંચળો ઓઢીને જીવે છે. કદાચ એ કારણે જ સભ્ય લોકો અંગત જીવનનું માન જાળવવા પર ખૂબ ભાર મૂકે છે.

દીકરીને મૂકીને ગુરોવ 'સ્લેવિઆન્સ્કી બજાર' હોટલમાં પહોંચ્યો. લોબીમાં ઓવરકોટ ઉતારી ઉપર ગયો. દરવાજા પર ધીરેથી ટકોરો માર્યો. અન્ના સર્જેયેન્વા ગઈ કાલ સાંજથી એની વાટ જોતી હતી. એણે ગુરોવને બહુ ગમતો ભૂખરા રંગનો પોશાક પહેર્યો હતો. એ મુસાફરી અને અનિશ્ચિતતાથી નિસ્તેજ દેખાતી હતી. એણે સ્મિત કર્યા વિના એની સામે જોયું અને એ રૂમમાં પ્રવેશે તે પહેલાં એની બાહુમાં સમાઈ ગઈ. વર્ષો પછી મળ્યાં હોય તેમ એમનાં ગાઢ ચુંબનો લાંબાં ચાલ્યાં.

'કેમ છે તું?' ગુરોવે પૂછ્યું, 'કંઈ નવીન?'

'ઊભા રહો... એક મિનિટમાં કહું... હું –'

એ આગળ બોલી શકી નહીં. રડતી હતી. મોઢું ફેરવી લીધું. આંખો પર રૂમાલ દાબ્યો.

ગુરોવે એને રડવા દેવાનું નક્કી કર્યું. એ સ્વસ્થ થાય ત્યાં સુધી રાહ જોશે. ખુરસી પર બેઠો. ચા મગાવી. ચા પીતો હતો ત્યારે પણ એની બાજુ પીઠ કરી બારીમાં જ ઊભી હતી. એ એમની જિંદગીની વેદનાની કડવી સભાનતાથી જાગેલી લાગણીનો ઊભરો ઠાલવવા રડતી હતી. તેઓ લોકોથી છુપાઈને ખાનગીમાં ચોર જેમ જ મળી શકતાં હતાં. એમનું જીવન વેરણછેરણ નહોતું થઈ ગયું?

'તું રડ નહીં,' એણે કહ્યું.

એ સ્પષ્ટપણે માનતો હતો કે એમનો સંબંધ જલદી સમાપ્ત થવાનો નથી. તેમ છતાં એનો અંત ક્યારે આવી જાય તે પણ કહી શકાય તેમ ન હતું. અન્ના સર્જેયેન્વા એને હૃદયના ઊંડાણથી ચાહતી હતી, એને પૂજતી હતી. એક દિવસ આ બધું પૂરું કરવું પડશે એવું એને કહેવાનો અર્થ ન હતો. એણે એની વાત માની જ ન હોત.

એની પાસે ગયો. એના ખભા પર હાથ મૂક્યા. એ હૂંફાળા અને પ્રેમાળ શબ્દોથી એને વહાલ કરવા માગતો હતો. ત્યાં જ એની નજર અરીસામાં દેખાતા પોતાના પ્રતિબિંબ પર પડી.

એના વાળ સફેદ થવા લાગ્યા હતા. એને વિચિત્ર લાગ્યું કે છેલ્લાં થોડાં વર્ષોમાં એની ઉંમર આટલી વધી હોય. એના હાથ નીચે દબાયેલા ખભા ઉષ્ણ હતા અને કાંપતા હતા. એ હૂંફાળા અને સુકોમળ અસ્તિત્વ પ્રત્યે એના મનમાં અનુકંપા જાગી ઊઠી. થોડા સમયમાં એ

પણ એના જેમ ક્ષીણ થઈને કરમાવા લાગશે. એ એને આટલો બધો પ્રેમ શા માટે કરતી હતી? અન્ય સ્ત્રીઓએ એને એના સાચા સ્વરૂપથી જુદા રૂપે જોયો હતો. એ સ્ત્રીઓએ એને નહીં, એનામાં કલ્પેલા પુરુષને પ્રેમ કર્યો હતો - એવો પુરુષ, જેને પામવા એ બધી જિંદગીભર આતુરતાથી તલસી હતી. એમને ભૂલ સમજાઈ ત્યાર પછી પણ તેઓ એમણે કલ્પેલા પુરુષને પ્રેમ કરતી રહી હતી. એમાંની કોઈ એની સાથે પ્રસન્ન ન હતી. સમય પસાર થતો ગયો, એ જુદી જુદી સ્ત્રીઓને મળતો રહ્યો, દરેકની નજીક આવતો ગયો અને દૂર થતો ગયો. એણે એમાંની એક પણ સ્ત્રીને પ્રેમ કર્યો ન હતો. એમની વચ્ચે બીજું ઘણું હતું, પ્રેમ ક્યારેય ન હતો.

અને છેક હવે, એના વાળ સફેદ થવા લાગ્યા છે ત્યારે, એ જિંદગીમાં પહેલી વાર પ્રેમમાં પડ્યો હતો.

એ અને અન્ના સર્જેયેન્વા ખૂબ નિકટની વ્યક્તિઓ, પતિ-પત્ની અને દિલોજાન દોસ્તોની જેમ એકમેકને પ્રેમ કરતાં હતાં, જાણે એકબીજા માટે જ સરજાયાં હોય. એમને સમજાતું ન હતું કે અન્ના સર્જેયેન્વાના જીવનમાં પતિ શા માટે હોવો જોઈએ અને એના જીવનમાં પત્ની. બંને યાયાવર પંખી જેવાં હતાં - નર અને માદા, અલગઅલગ પાંજરામાં કેદ. એમણે બંનેએ એમના જીવનમાં અગાઉ બનેલી શરમજનક બાબતો માટે એકબીજાને માફ કર્યાં હતાં. પ્રેમ થકી એમનામાં ઊંડું પરિવર્તન આવ્યું હતું.

અગાઉ એ ખૂબ ઉદાસ હોય ત્યારે બૌદ્ધિક રીતે દલીલો કરીને આશ્વાસન શોધતો, પરંતુ હવે એવી કોઈ બૌદ્ધિક દલીલ અર્થ વિનાની બની ગઈ હતી. અત્યારે એ ભીતરથી દ્રવી ઊઠ્યો હતો. એ સાચા ભાવથી કોમળ લાગણી વ્યક્ત કરવા માગતો હતો.

'રડ નહીં, મારી પ્રિયા.. રડવાનું બંધ કર... ચાલ, આપણે વાત કરીએ, વિચારીએ કે આપણે શું કરી શકીએ.'

ત્યાર પછી એમણે ઘણી વાર સુધી એમની પરિસ્થિતિ પર ઊંડો વિચાર કર્યો. આ રીતે છુપાઈને મળવાની, બીજા લોકોને છેતરવાની, અલગ અલગ શહેરમાં રહેવાની, લાંબો સમય મળી ન શકવાની સ્થિતિમાંથી કેવી રીતે માર્ગ કાઢવો.

'કેવી રીતે? કેવી રીતે?' એ માથું પકડીને બોલતો રહ્યો: 'કેવી રીતે?'

અને એમને લાગ્યું કે તેઓ નિર્ણય લેવાની ખૂબ નજીક પહોંચી ગયાં હતાં અને ત્યાર પછી એમની નવી, ખૂબ સુંદર, જિંદગી શરૂ થશે. એમને એ પણ સમજાયું કે એમણે હજી દૂર, ઘણે દૂર, જવાનું હતું. તેમ છતાં એ નિર્ણયનો સૌથી વિકટ અને જટિલ ભાગ હતો ફક્ત એનો આરંભ.

(૧૮૯૯)

(આઈવિ લિટ્વિનોવના અંગ્રેજી અનુવાદ 'The Lady with the Dog'ના આધારે.)




લિટરરી કાફે (લંડન)




મારું ઘર (લંડન)

# કેમ સખી ચીંધવો પવનને-૪૭

## ☐ અનિલ રમાનાથ જોશી

**મું**બઈમાં બચુભાઈ રાવત માટે એક કવિસંમેલન યોજાયું છે. બચુભાઈ ખાસ ઉપસ્થિત રહેવાના છે. સંચાલન સુરેશ દલાલ કરવાના છે. એ દિવસોમાં અમે કવિસંમેલનનો બહિષ્કાર કર્યો હતો. સિતાંશુ, પ્રબોધ પરીખ અને મને ખાસ નિમંત્રણ આપવામાં આવ્યું છે. સમારંભ બચુભાઈ રાવતનો હતો એટલે કવિસંમેલનમાં જવું કે નહિ એનો નિર્ણય લેવા સિતાંશુ, પ્રબોધ પરીખ સાથે એક મિટિંગ કરી. અમે ચર્ચગેટના કોઈ રેસ્ટોરાંમાં મળ્યા. આખરે અમે નક્કી કર્યું કે કવિસંમેલનમાં અચૂક જવું પણ આપણે કોઈ કવિતા રજૂ કરવી નહિ. માઈક પાસે જઈને ફક્ત એટલું જ બોલવું: "ટ્રોયના ઘોડા... ટ્રોયના ઘોડા... ટ્રોયના ઘોડા..." આટલું કહીને બેસી જવું. અમે કવિસંમેલનમાં ભાગ લેવા તેજપાલ હોલ પહોંચ્યા. બચુભાઈ રાવતનું સન્માન થયું. એ પછી યોજાયેલા કવિસંમેલનમાં હું, સિતાંશુ અને પ્રબોધ પરીખ માઈક

ઉપર આવીને ત્રણચાર વાર "ટ્રોયના ઘોડા... ટ્રોયના ઘોડા'' બોલીને બેસી ગયા. શ્રોતાઓને કોઈ સમજ પડી નહિ. તેજપાલ હોલમાં સન્નાટો પ્રસરી ગયો. અમે ત્રણેય કવિઓ તરત મંચ ઉપરથી ઊતરી ગયા. એ કવિસંમેલનમાં રાજેન્દ્ર શાહ પણ હતા. તે પણ અમને ચમકીને જોઈ રહ્યા. બચુભાઈ રાવત 'કુમાર' સામયિકના તંત્રી હતા. એમનું સન્માન થયું. બચુભાઈમાં કવિતાની ઊંચી કોઈ સમજ નહોતી, લય સમજતા હતા. એકવાર તો સિતાંશુ અમદાવાદમાં તંત્રીની ખુરશી ઉપર પણ બેસી ગયા. આદિલ મન્સૂરીએ પણ કુમારની બુધસભા વિષે એક કાવ્ય લખીને મિત્રોમાં વહેતું કર્યું (જે છપાયું નથી પણ મુખોપમુખ છે) એટલે રે મઠના કવિઓએ 'કુમાર' સામયિકમાં કોઈ કૃતિ મોકલવી નહિ એવી પ્રતિજ્ઞા લીધી હતી. વ્યક્તિ તરીકે બચુભાઈની કવિતાપ્રીતિ માટે ખૂબ આદર હતો. બચુભાઈ માટે લાભશંકર તંત્રીની વ્યાખ્યા કરતા કહેતા કે 'તંત્રી' એટલે 'તંત્રવાહક.' સામયિકના સમગ્ર તંત્રનું વહન કરે તે તંત્રી. બચુભાઈ રાવત કવિતાની પસંદગી માત્ર પોતાની જ રુચિ પ્રમાણે કરતા ન હતા. કુમારમાં પ્રસિદ્ધિ માટે આવેલી કવિતાઓને સિક્રેટ મેટર ગણતા નહિ. પ્રસિદ્ધિ માટે આવેલી બધી જ કવિતાઓ બુધસભામાં ઉપસ્થિત કવિઓ અને સર્જકો વચ્ચે પઠન કરતા હતા એટલે કવિતાઓની પસંદગી ડેમોક્રેટિક હતી પરંતુ એ વખતે આધુનિક કવિતાનું આંદોલન પૂરજોશમાં ચાલતું હતું. પરંપરાથી હટીને કંઈક નવું કરવાનો જોસ્સો હતો. મુંબઈમાંથી સિતાંશુ 'યાહોમ' લઘુસામયિક ચાલવતા હતા અને અમદાવાદથી લાભશંકર 'રે' અને 'કૃતિ' સામયિક ચલાવતા હતા. એ આખો યુગ લઘુસામયિકનો. આધુનિક કવિઓએ 'સંસ્કૃતિ'માં પણ કવિતા ન મોકલવાનો નિર્ણય કર્યો હતો. આ બધી વાતોને યુગસંદર્ભમાં જોવી પડે. મારી આ લખાતી સ્મૃતિકથામાં ફક્ત મારા સમયની જ વાતો લખી છે. મારે પણ લખતી વખતે ઘણા પ્રસંગો એડિટ કરવા પડે. હવે ''ટ્રોયના ઘોડા'' વિષે થોડીક વાત કરી લઈએ.

વર્જિલના મહાકાવ્યમાં કહેવામાં આવ્યું છે કે ગ્રીકોએ 10 વર્ષથી વધુ સમયથી ત્યાં રહેતા ટ્રોય અને ટ્રોજન પ્રાચીન શહેરને જીતવાનો પ્રયાસ કર્યો હતો. છેવટે તેઓ સફળ પણ થયા. એ માટે એક કપટી કાવતરું કરવામાં આવ્યું હતું. ગ્રીક લોકોએ ઓડિસ્યસના માર્ગદર્શન હેઠળ એક લાકડાનો વિશાળ ઘોડો બનાવ્યો. આ ઘોડો ટ્રોય શહેરનું પ્રતીક હતો. એ પછી એ ઘોડાને ટ્રોયના દરવાજા ઉપર છોડી દીધો. ટ્રોજનનું માનવું હતું કે વિશાળ લાકડાનો ઘોડો તેમના દેવને શાંતિ અર્પણ કરે છે. અને

આ રીતે લાંબી ઘેરાબંધી પછી તેઓ લાકડાના ઘોડાને શહેરની વચ્ચે ખેંચી લાવ્યા. એ વખતે લોકો એટલા ભોળા હતા કે તેમને ખબર નહોતી કે ગ્રીક લોકોએ ઘોડાની અંદર ખાસ પસંદ કરેલા સૈનિકોનું જૂથ છુપાવ્યું હતું. હવે એજ રાત્રે ઘોડાની અંદર છુપાયેલા સૈનિકો બહાર નીકળી આવ્યા અને એ કપટથી ગ્રીકોને ટ્રોય પર વિજય મેળવવામાં સફળતા મળી. 'ટ્રોજન હોર્સ' શબ્દનો ઉપયોગ હજી પણ કોઈપણ પ્રકારની છેતરપિંડી અથવા યુક્તિનો ઉલ્લેખ કરવા માટે થાય છે -જેમાં શત્રુને સલામત રીતે શત્રુના સૈન્યમાં ઘુસાડી દેવામાં આવે છે.

સમય તો સડસડાટ વહ્યો જાય છે. સમય કોઈની રાહ જોતો નથી. દીકરો સંકેત મોટો થઈ ગયો છે. તે ઓક્સફોર્ડમાં ભણીને લંડનમાં સેટલ થઈ ગયો છે. સેન્ટ્રલ લંડનમાં ઘર લઈને રહેવા લાગ્યો છે. એક દિવસ સંકેત મને કહે છે કે ''પપ્પા, તમે એકાદ બે મહિના લંડન આવો." હું પહેલીવાર લંડન જઈને મારે ઘેર રહીશ એનો થનગનાટ મારામાં હતો. મેં બધી તૈયારી કરી લીધી.

લંડનની ધરતી પર પગ મૂકીશ ત્યારે અનેક સ્મૃતિઓના ડેફોડિલ્સ મારી આંખ સામે પથરાઈ જાય છે. ૭-૭નો ટ્યુબટ્રેનમાં થયેલો બોમ્બ બ્લાસ્ટ હું ક્યારેય ભૂલી શકીશ નહિ. (દશ્ય બદલાય છે) એ દિવસે હું ટફનેલ પાર્કના ઘેર બપોરે લંચ પતાવીને સૂતો હતો. એટલામાં હાઈડ પાર્કથી મારા દીકરા સંકેતનો ટેલિફોન આવ્યો : "પપ્પા, કિંગક્રોસ સ્ટેશન પાસે ટ્યુબમાં બોમ્બ બ્લાસ્ટ થયો છે. તમે બહાર નીકળતા નહિ. બધો વાહનવ્યવહાર બંધ છે. અમે પગે ચાલીને હાઈડ પાર્કથી ઘેર આવીશું. બીબીસી જુઓ." કહી દીકરાએ ફોન મૂકી દીધો કિંગક્રોસ સ્ટેશન મારા ઘરથી બહુ નજીક હતું. પગે ચાલતાં જઈએ તો અર્ધો પોણો કલાક લાગે. બીબીસી ઉપર સતત આ સમાચાર આવી રહ્યા હતા. ટેલિફોન બંધ હતા. ખાલી મોબાઈલ ચાલુ હતા. હું સફાળો બેઠો થઈને તરત નીચે લિટરરી કાફેમાં આવીને બેસી ગયો. રસ્તો સૂમસામ હતો. એમ્બ્યુલન્સો અને પોલીસની ગાડીઓ સિવાય એક પણ વાહન દેખાતું નહોતું. આ બધું જોઈને મેં તરત લિટરરી કાફેમાંથી બહાર નીકળીને કિંગક્રોસ જવા પદયાત્રા શરૂ કરી દીધી. રસ્તાઓ સાવ સૂમસામ હતા. એકાદ કલાકની પદયાત્રા પછી હું કિંગક્રોસ પહોંચ્યો ત્યારે આખું દશ્ય જોઈને હું હેબતાઈ ગયો. એક પછી એક લાશો બહાર આવી રહી હતી. કેટલીક લાશોના ચીંથરાં ઊડી ગયાં હતાં. અનેક લોકો હાથમાં પોતાના કુટુંબીઓના ફોટાઓ લઈને ઊભા હતા. રડારોળ ચાલુ હતી. ચીસાચીસો પણ થતી હતી. એક નાની

કિશોરી તો મમ્મી... મમ્મીનો નામજપ કરતી સખત રડતી હતી. આખું દશ્ય જાણે કે મૃત્યુનો માતમ હોય એવું લાગતું હતું. ચશ્માંના કાચ ફોડી નાખે એવાં દશ્યો હતાં. મેં તરત મોબાઈલથી લંડનમાં રહેતા મિત્રોને ફોન જોડ્યા પણ લાઈનો બંધ હતી. હિથરો એરપોર્ટ પાસે રહેતી મારી બહેનને ફોન જોડ્યો પણ નો રીપ્લાય.... બે કલાક ત્યાં વિતાવીને જેટલી માહિતી મળી એટલી એકઠી કરી લીધી. અફવાઓનું બજાર બહુ ગરમ હતું. લોકો જાત જાતની સ્ટોરીઓ કહેતા હતા. એ પછીના દિવસોમાં હું લગભગ ટ્રોમામાં જ રહ્યો હતો.

આટલા ફ્લેશબેક પછી મારા હાથમાં એક પુસ્તક આવી ગયું. એ પુસ્તકનું નામ "અ સોંગ ફોર જેની" છે. આ પુસ્તક જૂલી નિકોલસને લખ્યું છે. આ પુસ્તકનું સબ ટાઈટલ "અ મધર સ્ટોરી ઓફ લવ એન્ડ લોસ" છે. લંડનમાં કિંગક્રોસ ટ્યુબ સ્ટેશને આતંકવાદીઓએ બોમ્બ બ્લાસ્ટ કર્યા હતા એમાં જૂલી નિકોલસને એની યુવાન દીકરી જેનીને ગુમાવી દીધી હતી. એક માતાએ એની ખોવાયેલી દીકરીનાં સ્મરણો લખ્યાં છે. પુસ્તક ખૂબ સંવેદનશીલ છે. જૂલી નિકોલસન લખે છે : "તે દિવસે જેની સવારનો બ્રેકફાસ્ટ લઈને ખૂબ જ સારા મૂડમાં તૈયાર થઈ ગઈ. હું મારા રુટિનમાં પરોવાઈ ગઈ તે તરત ટ્યુબમાં બેસીને જતી રહી. એટલામાં બરાબર સાડાઆઠ વાગે મને જેનીનો ટેક્સ મેસેજ મળ્યો, "Bakerloo Screwed Arse" જેનીના આ અંતિમ શબ્દો હતા. એ પછી મેં ટેલિવિઝન પર ન્યૂઝ જોયા તો એમાં બધું વર્ણન આવતું હતું કે; "ટ્રેનમાં એક ખૂબ જ સુંદર છોકરી પુસ્તક વાંચી રહી હતી. તે છોકરી અચાનક થયેલા બોમ્બ બ્લાસ્ટથી બહાર ફેંકાઈ ગઈ." આ સમાચારથી મને પેટમાં

ફાળ પડી મેં મારી જાતને જ કહ્યું, "ડોન્ટ બી રિડિક્યુલસ, ઈટ ઇસ નોટ જેની." પણ ટેલિવિઝન પર મારી દીકરી હવે આ દુનિયામાં નથી રહી એના ન્યૂઝ આવતા હતા. હું માનતી જ નહોતી પરંતુ આખરે મારે સત્ય સ્વીકારવું પડ્યું. બોમ્બ બ્લાસ્ટમાં જે સુંદર છોકરીના ફુરચા ઊડી ગયા હતા એ મારી દીકરી જેની જ હતી. મારે સત્યના છાપરા નીચે બેસવું પડ્યું." આ પુસ્તકમાં જૂલી વિખ્યાત કવિ ટી.એસ. એલિયટની આ કાવ્યપંક્તિ વારંવાર ટાંકે છે: "હ્યુમનકાઈન્ડ કેન નોટ બેર વેરી મચ." પછી લેખિકા જૂલીને તરત જ લંડન પહોંચવાનું હતું. મૃત દીકરીના શબના અવશેષો શોધવાના હતા. એક માતા માટે આ નાઈટમેર હતો. છેવટે જેનીનું ડેડબોડી મળે છે. ડેડબોડી ઘેર આવે છે. હવે જો તમારી આંખમાં આંસુ બચ્યાં હોય તો રડવા માટે છેલ્લું પ્રકરણ વાંચો. હું પોતે જ આ છેલ્લું ચેપ્ટર માંડ માંડ વાંચી શક્યો છું. છેલ્લા ચેપ્ટરમાં લેખિકા જેનીના ડેડબોડીને ડીપ પર્પલ કલરનું સ્કર્ટ પહેરાવે છે. પર્પલ જેકેટ પહેરાવે છે. જે રીતે લગ્નમાં દુલ્હનને શણગારે એ રીતે શણગાર સજાવીને જેનીના ડેડબોડીને કોફિનમાં મૂકે છે. પાદરી કહે છે : "જિસસ વિલ બી લુકિંગ આફ્ટર જેની." છેલ્લે લેખિકા લખે છે: "જેનીનાં લગ્ન થવાનાં હતાં. લાસ્ટ વીક એન્ડમાં અમે સાથે મળીને શોપિંગ કર્યું હતું. અમે હજી પેકેટો પણ ખોલ્યાં નહોતાં. થેલાઓ એમને એમ પડ્યા હતા. મને સમજાતું નથી કે આ શોપિંગ મેં શું દીકરી જેનીના ડેડબોડીને શણગારવા માટે કર્યું હતું? " આ ઇમોશનલ લાઈફ સ્ટોરી છે. આ પુસ્તક વાંચ્યા પછી હું પોતે જ થોડા દિવસ ટ્રોમામાં રહ્યો હતો. એવું સતત ફિલ થયા કરે કે જિંદગી એ ટૂંકા પનાના બ્લેન્કેટ જેવી છે. તમે એને પૂરેપૂરું ઓઢી શકતા નથી. ટૂંટિયું વાળવું જ પડે છે. લંડનનો મારો આ પહેલો અનુભવ હતો. સિતાંશુની દોસ્તીને કારણે મને સુનિલ ગંગોપાધ્યાયની કવિતાઓનો પરિચય થયો હતો. એમની એક કવિતાએ આ ક્ષણે મારું ધ્યાન ખેંચ્યું. તે કવિતા અહીં મૂકું છું. સ્મૃતિકથામાં દૃશ્યોનું આયુષ્ય બહુ ટૂંકું હોય છે. પણ સંવેદન સર્વકાલીન હોય છે.

આપણાં દુઃખો પણ ભારે વિસ્મયકારી છે
આપણા જીવનમાં કેટલીયે કડવી ખુશીઓ
મહિને-બે મહિને આવતી રહે છે
આપણે થોડુંક થોડુંક મરીને ફરી પાછા જીવી
લઈએ છીએ
આપણે સાર્થકતાના નામ ઉપર એક વ્યર્થતાની
પાછળ દોડીને
દુઃખોથી ભરેલાં સુખોને ખરીદીએ છીએ
આપણે પરાજયથી જાતને બચાવીએ છીએ
અને વિજયીને ધિક્કારીએ છીએ
આપણે જાગરણની ભીતર સૂઈ જઈએ છીએ
અને સ્વપ્નોમાં જાગતા રહીએ છીએ
જીવન આમ જ સરકતું જાય છે

**[ક્રમશઃ]**



ફોટોગ્રાફી: પૂર્વી મોદી મલકાણ

મુખ્ય મકાન

# અમારો અતીતનો પ્રવાસ

## ☐ પૂર્વી મોદી મલકાણ

**અતીતમાં પ્રવાસ- હરપ્પા મ્યુઝિયમ**

આપણે અતીતમાં ક્યાં સુધી જઈ શકીએ? તો કદાચ આ પ્રશ્નનો કોઈ અંત નથી, કારણ કે અતીતમાં જવા માટે આપણને સૌથી મોટો સાથ મળે છે તે ઇતિહાસનો. આ ઇતિહાસ આપણને સમયના સીમાડા વીંધીને એટલે દૂર લઈ જાય છે કે ત્યાંથી દૂર રહેલ વર્તમાનને જોઈએ ત્યારે સમજાય છે કે બે યુગો વચ્ચે કેટલું અંતર છે. આવા જ એક ઇતિહાસમાં, એક અતીતમાં અમને જવા મળ્યું અમારી હરપ્પા ટૂર દરમ્યાન. આજે હરપ્પા એટલે એક સમયની સિંધ સંસ્કૃતિ. બે દેશો વચ્ચે વેરાયેલી આ સંસ્કૃતિનો એક ભાગ અમને પાકિસ્તાનમાં જોવા મળ્યો અને એય રો ભૂમિમાં જઈને. પણ આ રો ભૂમિમાં જઈએ તે પહેલાં મ્યુઝિયમ જોવું જરૂરી હતું, તેથી અમે પણ અમારી ટૂરની શરૂઆત ત્યાંથી જ કરેલી.

**સંસ્કૃતિની શોધ:-** “જનરલ એલેક્ઝાંડર કનિંઘમ મ્યુઝિયમ” તરીકે પણ ઓળખાતા આ મ્યુઝિયમની સ્થાપના ૧૯૨૬માં કરાયેલી, પણ સત્તાવાર રીતે ૧૯૬૬-૬૭માં પાક સરકારે અહીં બિલ્ડિંગ ઊભું કર્યું. મ્યુઝિયમનાં દ્વારમાં પ્રવેશતાં જ અમારી પહેલી નજર પાથ પર બનાવેલ સંજ્ઞાઓ પર પડી અને બીજી નજર ત્યાં રહેલ બોર્ડ પર પડી જેમાં ચાર સંસ્કૃતિઓ વિષે લખ્યું હતું. મ્યુઝિયમની અંદર ગયા પછી જાણવા મળ્યું કે, આ પાથ પરની સંજ્ઞાઓ તે તે યુગમાં લઈ જવાનું સૂચક હતી. બોર્ડમાં લખેલું હતું કે; ઇજિપ્ત, ચીન, મેસોપોટેમિયા તેમજ સિંધ સંસ્કૃતિ (મોહેં-જો-દારો અને હરપ્પાની મિક્સ એવી સિંધ સંસ્કૃતિ) એ વિશ્વની પ્રાચીન સંસ્કૃતિ છે પણ આ સંસ્કૃતિઓમાં સિંધ સંસ્કૃતિ સૌથી મોટી હતી. જોવાની વાત એ કે, આ સંસ્કૃતિની શોધ તો થઈ પણ આ સંસ્કૃતિમાં વસેલા લોકોની લિપિ, ભાષા, સંજ્ઞા શું દર્શાવતાં હતાં તે વિષે જોઈએ તેવું સંશોધન થયું ન હોઈ આ લિપિ આજેય એક રહસ્ય બની રહેલ છે.

**સંસ્કૃતિઓનું વિભાગીકરણ:-** એક સમયે સિંધ નદી એ સાગર સમાન વિરાટ હતી. આ નદી જે પ્રદેશમાંથી વચ્ચેથી વહેતી હતી તે પ્રદેશ સિંધ પ્રાંત ગણાયો અને આ પ્રાંતમાં વસેલી સભ્યતાને સિંધ સંસ્કૃતિ તરીકે ઓળખવામાં આવી. આ સંસ્કૃતિનું સૌથી પ્રખ્યાત નામ છે મોહેં-જો-દારો. પણ વિભાજન પહેલાંના અખંડ ભારતમાં આ આખો પ્રાંત સિંધ પ્રદેશને નામે જ ઓળખાતો હતો. જ્યારે ફારસી લોકો ઈરાનથી અખંડભારત તરફ આવ્યા ત્યારે તેઓ "સ" ને "હ" કહી

રોબર્ટ બ્રૂસ ફૂટે અને તેની ટીમ જેણે ખોદકામનાં સાધનો શોધેલાં







એ સમયની સ્ત્રીનું હાડપિંજર

ઉચ્ચારણ કરતા હતા. વર્ષો પછી અંગ્રેજો પણ આ પ્રાંતમાં આવ્યા ત્યારે તેઓએ પણ આ જ પ્રકારનું ઉચ્ચારણ ચાલુ રાખ્યું. આમ "સિંધનું હિન્દ બની ગયું". વિભાજન પછી સંસ્કૃતિઓ અલગ પડી ગઈ. પાકિસ્તાનની સંસ્કૃતિમાં સિંધ સંસ્કૃતિ અને રાવી સંસ્કૃતિ એમ બે ભાગ પડ્યા. આ બંને સંસ્કૃતિઓમાંથી રાવી સંસ્કૃતિ એ ઇન્ડ્સ સંસ્કૃતિ તરીકે વધુ પ્રખ્યાત બની. એનું કારણ એ છે ઇન્ડ્સ સંસ્કૃતિ એ નામ સિંધ પરથી નહીં બલ્કે 'ઇન્દ્રરાજા' પરથી આવ્યું છે. વિભાજન પછી લખાયેલ પાકિસ્તાની ઇતિહાસ મુજબ તેઓ પોતાના દેશની ભૂમિને ઇન્દ્રને આધીન સ્વર્ગની ભૂમિ તરીકે ઓળખે છે આથી Indra થી Indus અને રાવીનો એરિયા Valley તરીકે ઓળખાયો.

**ઈતિહાસના ટકોરા:-** ૧૮૨૬નો સમય ચાલી રહ્યો હતો. ચાર્લ્સ મેસન નામનો એક અંગ્રેજ લાહોરની એક ગલીની હાટડીમાં ચા પી રહ્યો હતો. આ હાટડી પર જમા થયેલ માણસો પાસેથી તેને જાણવા મળ્યું કે; લાહોરથી અમુક અંતર પર આવેલ ગામ હરપ્પામાં સદીઓ જૂનો ઇતિહાસ દટાયેલો છે. આ સાંભળી આ વાતની ખાતરી કરવા ચાર્લ્સ હરપ્પામાં આવ્યો અને આ જગ્યાની શોધખોળ કરવા લાગ્યો. ત્રણ-ચાર અઠવાડિયાંની રખડપટ્ટી પછી તેની નજરમાં માટીમાં દબાયેલી આ સંસ્કૃતિ આવી. તેણે આ સંસ્કૃતિના વિસ્તારની રૂપરેખા સાથે અહીં રહેલ મિનારા અને દીવાલોની નોંધ કરી. ચાર્લ્સનું માનવું હતું કે આ સંસ્કૃતિ તે ગ્રેટ રોમનની છે તેથી તેણે બ્રિટિશ લાઈબ્રેરીમાં આ વાતની નોંધ મૂકી કે તેણે એલેક્ઝાંડર ધ ગ્રેટના સમયનો કેટલોક ઇતિહાસ શોધી કાઢ્યો છે. પણ આ સમયમાં હજુ ભારત-પાકિસ્તાનમાં અંગ્રેજ સામ્રાજ્યનો સૂરજ

ઊગવાની શરૂઆત થઈ રહી હતી. તેથી ચાર્લ્સની આ વાતને બહુ મહત્ત્વ આપવામાં ન આવ્યું.

**એક નવી સવાર:-** ઈ. સ. ૧૮૬૧માં સર કનિંઘમે ચાર્લ્સ મેસનની નોંધને ધ્યાનમાં રાખી હરપ્પામાંથી જે સંસ્કૃતિ શોધી તેવી જ અન્ય સંસ્કૃતિના અવશેષો મોહેં-જો-દારો, લોથલ અને ધોળાવીરામાંથી શોધી કાઢ્યા અને કહ્યું કે એલેક્ઝાંડર ધ ગ્રેટથી પણ જૂની છે. આ સંસ્કૃતિનો સમયગાળો ૫૦૦૦ વર્ષ કે તેથી વધુ જૂના સમયમાં લઈ જાય છે. સર કનિંઘમની આ વાતથી વિશ્વ આંચકો ખાઈ ગયું, જો આટલી જૂની સંસ્કૃતિ હોય તો તેનો અર્થ એ થયો કે આ સંસ્કૃતિનાં મૂળ ઇજિપ્ત અને મેસોપોટેમિયા જેટલાં જ ઊંડાં છે. સર કનિંઘમે હરપ્પા, મોહેં-

ખોદકામ દરમિયાન મળેલાં ટેરાકોટાનાં વાસણો





ખોદકામમાં મળેલ રમકડાં

જો-દારો, ધોળાવીરા, લોથલની આ રૂપરેખાને અખંડ ઇન્ડિયાના નકશામાં ગોઠવ્યાં. આ રૂપરેખા ઉપર જનરલ એલેક્ઝાંડર કનિંઘમના નેતૃત્વ નીચે ઈ. સ. ૧૮૬૧માં જ આર્કિયોલોજિકલ સર્વે ઓફ ઇન્ડિયાની સ્થાપના થઈ પણ ત્યાર પછી આ આર્કિયોલોજિકલ સાઇટ્સ પ્રત્યે દુર્લક્ષ્ય સેવવામાં આવ્યું. ૧૮૬૩માં જીયોલોજીકલ સર્વે ઓફ ઇન્ડિયા GSIના અધિકારી રોબર્ટ બ્રુસ ફૂટે ખોદવામાં કામ આવે તેવાં પ્રાચીન યુગનાં ઓજારો શોધી કાઢેલાં પણ આ સમયે પણ ઉત્ખનનના આ કાર્યને ખાસ વેગ મળ્યો નહીં.

ઈ. સ. ૧૯૨૧-૨૨નો એ દિવસ અદ્‌ભુત હતો. આ સમયે લાહોર હરપ્પા વચ્ચે રેલવે લાઇન બની રહી હતી. આ રેલવે લાઇન પર એક એન્જિનિયર અને સર જોન હ્યુબર્ટ માર્શલ (જન્મ ૧૯ માર્ચ ૧૮૭૬ - મૃત્યુ ૧૭ ઑગસ્ટ, ૧૯૫૮ ગિલફર્ડ - બ્રિટન અને ઇન્ડિયામાં તેમનો કામ કરવાનો સમયગાળો ૧૯૦૨થી ૧૯૨૮) એક આર્કિયોલોજિસ્ટ હતા. તેઓ પોતાની ટીમ અને ગામલોકો સાથે કામ કરી રહ્યા હતા. આ કામ દરમ્યાન ઈંટોનો સ્ટોક ખલાસ થઈ ગયો. આથી રેલવે લાઇનનાં એન્જિનિયરે વધુ ઈંટો લાવવા માટે કહ્યું. આ ઈંટો લાવવામાં પણ આવી પણ જે રીતે તેનો સ્ટોક આવી રહ્યો હતો અને મૂળ બ્રિક્સની

ડિઝાઇનથી ભિન્ન જે ડિઝાઇન હતી તે જોઈ એન્જિનિયરની સાથે ઊભેલા સર જોન માર્શલને કંઈક શંકા ગઈ. તેણે ઈંટો લાવનારને પૂછ્યું કે આ ઈંટો ક્યાંથી આવે છે? જવાબ મળ્યો કે; અહીંથી થોડે દૂર અમુક ટિંબાઓ છે ત્યાંથી. આ સાંભળી સર માર્શલને શંકા ગઈ કે સર કનિંઘમ જે ઇતિહાસની વાત કરતા હતા તે ઇતિહાસ કદાચ આજ હોઈ શકે. આથી તેમણે રેલવે લાઇનનું કામ સ્થગિત કરાવ્યું અને પોતે તે ટિંબા તરફ ચાલી નીકળ્યા. સાથે આવનાર વ્યક્તિને તેમણે તે જગ્યા બતાવવાનું કહ્યું. આ જગ્યા જોઈ ત્યાં માર્શલે ઉત્ખનન કરાવતાં "વિવિધ સમયની" આ હરપ્પિયન સંસ્કૃતિ બહાર આવી. જોવાનું એ કે મોહેં-જો-દારોની સંસ્કૃતિ હરપ્પા સંસ્કૃતિથી વધુ જૂની હોવા છતાં આ સંસ્કૃતિ હરપ્પાની સંસ્કૃતિ બાદ શોધવામાં આવેલી, એય છેક ૩૫ વર્ષ પછી. અહીં વિવિધ સમયની વાત પર ભાર મૂકેલો છે. તેનું કારણ એ છે કે અમે પણ અહીં સર માર્શલની જેમ વિવિધ સમયને જોયો. (૧૯૦૦ BC થી શરૂ કરી ૨૬૦૦ BC સુધીના કાલ જોયા.)

અહીં એક બોર્ડ લગાવવામાં આવેલું હતું જેમાં જૉન માર્શલને મદદ કરનારા હિન્દુઓનાં નામ વિષે લખેલ હતું. આ નામ જાણી મને થોડા આશ્ચર્ય સાથે આનંદ એ થયો કે અન્ય ઇતિહાસની જેમ પાક સરકારે આ બોર્ડનો ઇતિહાસ હજુયે બદલ્યો નથી. (અત્યારના સમયને જોઈને ઇતિહાસ ક્યારે બદલાઈ જાય તેની કોઈ ખાતરી નહીં.) ૧૯૨૧માં ઉત્ખનન શરૂ કરાયું ત્યારે સંસ્કૃતના નિષ્ણાત શ્રી દયારામ સાહિનીજી, બીજા શ્રી માધોસરૂપ વત્સ જેઓએ મોહેં-જો-દારોમાં ખોદકામ કરી આ વિસ્તાર પણ હરપ્પન સંસ્કૃતિનો જ વિસ્તરેલો હિસ્સો છે તેવું વિધાન સિદ્ધ કર્યું અને ત્રીજા શ્રી રખાલદાસ બેનરજી હતા, જેઓ એપિગ્રાફિસ્ટ એટલે કે આલેખ કરનારા હતા. શ્રી રખાલદાસજીએ હરપ્પામાંથી મળેલા આલેખની લિપિઓમાંથી અમુક સંજ્ઞાઓને ઉકેલી હતી તેવો ઉલ્લેખ જૉન માર્શલે તેમનાં લખાણોમાં કર્યો છે. સર માર્શલનું માનવું હતું કે; જેટલી ઊંડેથી સંસ્કૃતિ મળે તેટલી સંસ્કૃતિ જૂની જૂની થતી જાય. સર માર્શલની એ વાતનું સમર્થન કરતા અહીં અનેક પોટરીનાં ટુકડાઓ અમે જોયા. એની જાડાઈ નક્કી કરતી હતી કે તે કયા કયા સમયમાં બનાવવામા આવ્યા હતા.

**ઇતિહાસની નિશાનીઓ:-** હરપ્પા મ્યુઝિયમમાં ફરતાં અમને સ્ત્રીપ્રાધાન્ય વધુ દેખાયું તેથી અમે અનુમાન લગાવ્યું કે આ સંસ્કૃતિ સ્ત્રીસત્તાત્મક હોવી જોઈએ. આ ઉપરાંત માછલીનો શિકાર કરવા માટેનાં સાધનો, તે સમયનાં ઘરેણાં, માટીનાં વાસણો (થાળી, કટોરા, ચમચા, ગ્લાસ વગેરે), કપડાં, માટીની

મહોરો-સીલ, ટેરાકોટાનાં રમકડાં, માટીના સિક્કા, પથ્થરના સિલવટા, સહિયારાં સ્નાનગૃહો, અનાજના કોઠારો, પથ્થરનાં મોતી, અનાજની અને પાણીની કોઠી, ગટરનું ઢાંકણું, વહાણ માટેનાં રિંગ સ્ટોન, વાળ કાપવા માટે ઉપયોગમાં આવતાં તાંબાનાં સાધનો જેવા કે અસ્ત્રો-દાંતિયા, વાળ બાંધવાની શત્તિ વગેરે, શતરંજનાં પ્યાદાં, ટેરાકોટાનાં રમકડાં વાઘ, સિંહ, ઘેટાં, મોર, ચકરડી, વગેરે, છીપલાંમાંથી બનાવેલ પ્લેટ્સ, આઇવરી, શંખ, હાથીદાંત, વાઘનખ, વ્હેલ માછલીના દાંતમાંથી, છીપમાંથી અને ટેરાકોટામાંથી બનેલાં આભૂષણો, વિવિધ પ્રકારના જેમ સ્ટોન્સના અવશેષો મળેલા છે. આ સંસ્કૃતિની પ્રજા શાંતિપ્રિય હોય તેમ પણ અમને લાગ્યું, કારણ કે અહીં રોજિંદા જીવનમાં ઉપયોગમાં આવતી વસ્તુઓ સિવાય અન્ય કોઈ ધારદાર કે અણીવાળાં સાધનો કે હથિયાર અમારા જોવામાં આવ્યાં નહીં.

**સીલધન:-** મ્યુઝિયમમાં અમે એવી ઘણી વસ્તુઓ જોઈ જેને આપણે ધનનું નામ આપી શકીએ. દા.ત અમુક એવી વસ્તુઓ જોઈ જેનાં પર મહોરની છાપ હતી. આ મહોર તે પાકી માટી અને ટેરાકોટામાંથી બનાવવામાં આવેલ હતી. જેને ઓળખી શકાય તે માટે શંખાકાર, ગોળાકાર, ચોરસ, લંબચોરસ, વેલણાકાર, ઢોલાકાર એમ વિવિધ આકાર બનાવવામાં આવેલ હતા અને









ખોદકામમાં મળેલ રમકડાં,
જે એ સમયનું જનજીવન દર્શાવે છે



હરપ્પા સીલ

લાકડાની ચૂરીઓ લાગેલ હતાં એટલે કે આ વ્યક્તિ કોઈ વહાણવટી હશે અને એ પડ્યો હશે ત્યારે ખીલા અને લાકડું આ બંને તેનાં માથામાં ઘૂસી જતાં તેનું તત્કાળ મૃત્યુ થયું હશે. આ વ્યક્તિનું પિંજર માટી અને પથ્થર વચ્ચેથી મળી આવ્યું હતું. આ વ્યક્તિનું પિંજર એ પણ દર્શાવતું હતું કે તે સમયમાં ધાતુ બનાવવાની શરૂઆત થઈ ગઈ હતી. જ્યારે બીજું હાડપિંજર હરપ્પિયન યુગના અંતનું હતું, જે એક બાળકનું હતું.

વિનિમય માટે સરળ પડે તે માટે લિપિ કોતરવામાં આવેલી. આ સાઇટમાં થતી શોધખોળ દરમ્યાન ગામલોકોની અહીં સતત અવરજવર થતી જ હશે એટલે આ મુદ્રાઓ જેવી અમુક બીજી મુદ્રાઓ ગાઈડ પાસે હતી. જે તેમણે નીકળતી વખતે અમને વેચી દીધી. એ લોકો માટે આ મુદ્રાઓનું ભલે એટલું મૂલ્ય ન હોય પણ અમારે માટે આ મુદ્રાઓ અમૂલ્ય હતી.

મ્યુઝિયમમાં ફરતાં જેને જોતાં ઇજિપ્તનાં મમીઝની યાદ આવી જાય અને જેના પરથી નજર પીડા સાથે પાછી ફરી જાય છે તેવાં બે-ત્રણ હાડપિંજર પણ જોવામાં આવ્યાં જે કાચની પેટીમાં રાખવામાં આવ્યાં હતાં. જેમાંથી એક પિંજર એક પ્રૌઢનું હતું, જેની ખોપરીઓ સાંધેલી હતી એટલે કે તે વ્યક્તિના માથા પર માર લાગેલો હશે અને તેની ખોપરી ફાટી ગઈ હશે. આ વ્યક્તિની ખોપરીના એક ભાગ પર ખીલા અને

સ્કૂલના દિવસોથી લઈ અત્યાર સુધી હરપ્પા વિષે એટલું વાંચ્યું છે કે આ સ્થળ અમને ફરી અતીતમાં ખેંચતું હોય તેવું વારંવાર લાગેલું, પણ તેમ છતાંયે આ હરપ્પા ગામમાં જઈ હરપ્પા મ્યુઝિયમની મુલાકાત લેવી એ એક અદ્‌ભુત અનુભવ અમારે માટે રહ્યો. પણ આ મ્યુઝિયમ તો કેવળ એક પ્રવેશદ્વાર હતું અને અમે તો હવે મૂળ સમયમાં, ૫૦૦૦ વર્ષ જૂના સમયમાં પ્રવેશવાનાં હતાં તેનો તો ઉત્સાહ કશોક અલગ જ હતો, એમાંયે પાકિસ્તાન હેરિટેજ એસોશિયેશન પાસે કે ગવર્નમેન્ટ પાસે એટલું ફંડ ન હોવાથી આ સ્થળમાં પહોંચતાં જ અમને ઠેર ઠેર ઇતિહાસ બોલતો દેખાયો.






# એક સાઇકિએટ્રિસ્ટની ડાયરી-૪

☐ ડો. આનંદ નાડકર્ણી ☐ અનુ.: અમી ભાયાણી, ડો. શેફાલી થાણાવાલા

## ગૃહપ્રવેશથી મનપ્રવેશ

**એ**ક સીધા રસ્તાના દૂરના છેડે એકમાત્ર, એકલવાયું વૃક્ષ ઊભું હતું. મારી રાહ જોતા ભિસે અહીંથી ત્યાં આંટા મારી રહ્યા હતા. આપેલા સમય કરતાં હું દસ મિનિટ મોડો પહોંચ્યો તેથી તેઓ કદાચ અસ્વસ્થ હતા. મારા પગમાં ગતિનો સંચાર થયો. મને જોતાં જ તેમના ચહેરા પર આવેલી ચમક હું દૂરથી જ જોઈ શક્યો.

"ચાલો ડોક્ટર, મને થયું આવો છો કે નહીં..." હું ભિસે સાથે ચાલવા માંડ્યો. એક ગલીના નાકે પહોંચતાં જ

એમણે મને જણાવ્યું, "ડાબી બાજુથી ત્રીજું બિલ્ડિંગ... ભોંયતળિયે... જ્યાં એનક્લોઝ કરેલી બાલ્કની દેખાય છે ત્યાં જ. તમે જાઓ. હું અહીં જ ઊભો છું..."

ભિસેના ચહેરા પર ફરી અસ્વસ્થતા લીંપાઈ ગઈ. એમને ત્યાંજ ઊભા રાખીને હું એ બિલ્ડિંગ તરફ આગળ વધ્યો. અઠવાડિયા પહેલાં ભિસે દવાખાને આવ્યા હતા. એમનો અઢાર વર્ષનો પુત્ર સુભાષ છેલ્લાં બે-ત્રણ વર્ષથી ખૂબ જ વિચિત્ર રીતે વર્તતો હતો. ખૂબ ગુસ્સે ભરાતો, ઘરનાંઓ પર ધસી જતો.

એણે જુનિયર કોલેજમાં જવાનું પણ બંધ કરી દીધું હતું. તે અચાનક જ તાર સપ્તકમાં ચીસો પાડવા માંડતો અથવા તો કલાકો સુધી શૂન્ય નજરે અવકાશમાં તાકી રહેતો. સામાન્ય રીતે લોકો કરતા હોય છે તેમ ભિસેએ પણ કોઈ ભૂતપ્રેતની અસર તો નથી ને એની તપાસ કરાવી. પછી ગ્રહશાંતિ કરાવી અને છેવટે મનોચિકિત્સક પાસે ગયા. તે ડોક્ટરે તેને હોસ્પિટલમાં દાખલ કરવાનું સૂચન કર્યું. ભિસેએ ગાડીની વ્યવસ્થા કરી. ચાર માણસોને બોલાવ્યા. પણ સુભાષ તેમની સામે એટલું રડ્યો, આજીજી કરી કે એમનાં હૃદય દ્રવી ઊઠ્યાં. સુભાષે કહ્યું, "પ્લીઝ મને હોસ્પિટલમાં ન લઈ જતા... મને ખૂબ જ ડર લાગે છે. હું હવેથી સારી રીતે વર્તીશ..." આમ તેને હોસ્પિટલમાં લઈ જવાનો પ્રયત્ન એળે ગયો.

પરંતુ, બીજા જ દિવસથી સુભાષનું વર્તન ફરી પહેલાં જેવું જ થઈ ગયું. હવે તો તે 'ડોક્ટર' શબ્દ પણ સાંભળવા નહોતો માગતો.

માટે જ હવે તેના પિતાના બિલ્ડિંગ રિપેરિંગના ધંધાનો એક મિત્ર બનીને હું તેના ઘરે તેને તપાસવા જઈ રહ્યો હતો.

મેં બેલ મારી. તેની માએ દરવાજો ખોલ્યો. એ હોલમાં બેસીને ટીવી પર ક્રિકેટ મેચ જોઈ રહ્યો હતો.

"ભિસે સાહેબ ઘરમાં છે કે...?" મેં જાણીજોઈને મોટેથી પૂછ્યું.

"ના, તેઓ બહાર ગયા છે." તેની મા બોલી.

"તમારા ઘરની દીવાલોમાં તિરાડો પડી છે અને તેમાંથી ભેજ અંદર આવે છે... એ કામ માટે તેમણે મને બોલાવ્યો હતો. ઘરમાં કંઈ રંગરોગાન પણ કરાવવાનું છે એમ કહેતા હતા." મેં જરા મોટા અવાજે કહ્યું.

સુભાષ બધું બરાબર સાંભળતો હતો, પણ તેણે ટીવી પરથી જરા પણ નજર ન હટાવી. મેં બેગમાંથી ટેપ કાઢી અને માપ લેવાના બહાને ટીવી સામે ઊભો રહ્યો.

"અરે, જરા બાજુએ ખસો તો! કોણ છો તમે?" તીણા અવાજમાં સુભાષની પ્રતિક્રિયા આવી.

મેં પાછળ વળી તેની સામે જોઈ સ્મિત કર્યું. "તું સુભાષ ને? મને માપ

લેવામાં જરા મદદ કરીશ?"

તે ક્ષણભર મારી તરફ શૂન્ય નજરે તાકી રહ્યો અને બોલ્યો, "એક વાર કીધું ને..." પછી જોરથી ચીસ નાખી, "મા, આ કેવા કેવા લોકો ઘરમાં ઘૂસી જાય છે!"

સુભાષની નજરમાં એક શૂન્યાવકાશ રહેતો. છતાંય કોઈની સાથે વાત કરતી વખતે તેની આંખોમાંની અવિશ્વાસની ચમક તેજ થઈ જતી. તેના બોલવામાં એક અલગ જ કર્કશતા હતી. એ આ સમસ્ત વાતાવરણથી તદ્દન અલિપ્ત, પોતાના કોશેટામાં ઘૂસી ગયો હોય એવું લાગ્યું. જ્યારે કોઈ તેને એ કોશેટામાંથી બહાર કાઢવા પ્રયત્ન કરતું, ત્યારે એ ભયંકર ગુસ્સે થતો. એનો ચહેરો સ્ફોટક થઈ જતો. હું ઝડપથી તેનું નિરીક્ષણ કરી રહ્યો હતો. એનાં માતા-પિતાએ આપેલી એના વિષેની માહિતી અને એના ચહેરાના હાવભાવ તથા એના વર્તન વચ્ચે સામ્ય શોધવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

મેં બધાં માપ લીધાં. એક કાગળ પર કાલ્પનિક માપ લખ્યાં. ક્રિકેટ વિષે વાત કરી સુભાષને પાંચેક મિનિટ માટે અસાવધ કર્યો. એ છૂટથી બોલવા લાગ્યો. પછી અચાનક તે સાવધ થઈ ગયો હોય તેવું લાગ્યું, "બહુ બોલે છે આ... કોણ છે આ?" તેણે કદાચ વિચાર્યું.

અને અચાનક સ્વબચાવમાં મારી સાથે રુક્ષ સ્વરમાં બોલ્યો, "તમારું કામ થઈ ગયું ને? તો તમે જઈ શકો છો... શા સારુ રોકાયા છો?"

પછી ધીમા સ્વરમાં પોતાની સાથે જ કંઈક બબડતો ટીવીમાં તાકી રહ્યો.

હું ઘરમાંથી બહાર નીકળી નાકા પર આવ્યો. ભિસે આતુરતાથી મારી રાહ જોઈ રહ્યા હતા. મેં તેમને સુભાષની માંદગી વિશે સમજાવ્યું અને સુભાષને ખબર ન પડે તેમ તેને દવાઓ આપવાનું શરૂ કરવાનું કહ્યું. એકાદ મહિના પછી સુભાષ મારા દવાખાને આવ્યો. મારી સાથે વાત કરી. પછી તે નિયમિત રીતે દવાઓ લેવા લાગ્યો. તેનામાં દેખીતો સુધારો થયો. આનું એક ખૂબ મહત્ત્વનું શ્રેય 'હોમ વિઝિટ' ને જાય છે. એને કારણે જ સુભાષને તેના ઘરના વાતાવરણમાં સરખી રીતે જોવાની તક મને મળી હતી. હંમેશાં ડોક્ટર માટે આ શક્ય નથી હોતું, પરંતુ શક્ય હોય ત્યાં તેનો ઘણો ફાયદો થાય છે.

આ ફાયદા પણ ઘણા પ્રકારના હોય છે. યુવાન, બુદ્ધિશાળી પરંતુ દારૂના વ્યસનમાં ફસાયેલ એસ. કે. ના ઘરે પહેલી વખત ગયો હતો તે દિવસ યાદ આવે છે. દુનિયાની દૃષ્ટિએ એસ. કે. ખૂબ સફળ, અતિશય વ્યસ્ત માણસ. પરંતુ, લોકો એની પીઠ પાછળ બોલતા, "આમ તો લાખોમાં એક છે... પણ આ દારૂનું વ્યસન..."

એવું નહોતું કે એસ. કે.ને આ સમજાતું

નહોતું, પરંતુ દારૂના આ વ્યસનની બીમારીની પકડે તેને મજબૂતાઈથી ભીંસી લીધો હતો. પિતાના નિધન પછી એસ.કે.એ ૬ મહિના માટે દારૂનો સદંતર ત્યાગ કર્યો હતો. પછી એક દિવસ ક્લબમાં રમતી વખતે મોઢે ગ્લાસ અડાડ્યો તે ક્યારેય ન છૂટ્યો. તેની વૃદ્ધ મા એક દિવસ મને મળવા આવી. મને કહ્યું, "એક વાર તમે જો ઘરે આવી શકો તો ખૂબ સારું."

એસ.કે. તેના બેડરૂમમાં ડબલબેડ પર બેઠો હતો. બાજુમાં જ એક ઠંડા પાણીની બાટલી અને એક સ્ટીલનો ગ્લાસ હતો. તેણે ઊભા થઈ મારી સાથે હાથ મિલાવ્યો. હું પણ એ વિશાળ ડબલબેડ પર બેઠો. બેડ નજીકનું એક કબાટ ખોલી એ બોલ્યો, "અહીં મોટો ખજાનો છે...."

"એ તો હું આ સ્ટીલનો ગ્લાસ જોઈને જ સમજી ગયો હતો." મેં કહ્યું અને એ હસી પડ્યો. બપોરની શરૂઆત હતી. મેં કહ્યું, "આજે સવારથી શરૂ કરી છેક બપોર સુધી ચાલ્યું લાગે છે."

તે બોલ્યો, "આજે તો રજાનો દિવસ. આજે તો આખો દિવસ ચાલશે પણ હું ખરેખર છોડવા માગું છું."

આ બધું તે દારૂના ઘૂંટડા ભરતો બોલી રહ્યો હતો. "સાચું કહેજો ડોક્ટર, હું હમણાં તમારી સાથે વાત કરતી વખતે નશામાં હોઉં તેમ લાગે છે...? નહીંને...? એનું એવું છે કે, હું ધારું તો હમણાં જ દારૂ છોડી શકું. પણ પછી મારે નશાકારક અફીણની ગોળીઓ લેવી પડે..."

મે સંમતિમાં ડોકું ધુણાવ્યું.

"ડોક્ટર, મારો દારૂ એકદમ છોડાવી દો, એક ઝાટકે બંધ." તે બોલ્યો.

"તું કહે છે એમાં બે ભૂલો છે." મેં એને કહ્યું. "પહેલી તો એ કે તારી સમસ્યા દારૂ છે જ નહીં. કોઈક 'નશા' અથવા તો 'લત' સિવાય તું રહી શકતો નથી. 'kick' વગર તને 'normal' લાગતું નથી. સમસ્યા આ છે અને બીજી એ કે આનું નિવારણ મારી પાસે નહીં તારી પોતાની પાસે છે. હું ફક્ત તને મદદ કરીશ."

એસ.કે.ના હાથમાંનો ગ્લાસ હલી ગયો. તે ગ્લાસ સામે એકીટશે તાકી રહ્યો. પછી બોલ્યો, "ડોક્ટર, પાક્કું... હું તમારી પાસે આવીશ. તમે કહેશો તે કરીશ. આવતી ૧લી જાન્યુઆરીએ હું તમારી સમક્ષ હાજર થઈ જઈશ."

"૩૧ ડિસેમ્બરની રાત ઇશારા કરી રહી છે કે શું?" મેં હસતાં હસતાં પૂછ્યું.

"તમે સમજી ગયા તો... પણ ખરેખર એમ જ છે. તમે ચિડાયા તો નથી ને?"

"ના, જરાય નહીં. આ તો તારી બીમારી બોલી રહી છે. અંદરના ખરા એસ.કે.ની ઇચ્છા તો કંઈક બીજી જ હશે."

ત્યાર પછી અમે ખૂબ વાતો કરી. એનું પીવાનું સતત ચાલુ હતું. હું ચા-

નાસ્તાની લિજ્જત માણી રહ્યો હતો. બોલતાં બોલતાં તે ખૂલી રહ્યો હતો. ખૂબ દારૂ પીધા પછી પણ તે ક્યારેય કોઈની સાથે દિલ ખોલીને વાત ન કરતો એવું મેં સાંભળ્યું હતું. પણ અમારી વચ્ચે સુસંવાદ સધાઈ રહ્યો હોવાનું હું અનુભવી રહ્યો હતો.

એની રજા લઈ હું નીકળ્યો ત્યાં જ એ બોલ્યો, "નક્કી કર્યા પ્રમાણે હું આવીશ... પહેલી તારીખે." મેં હસીને એની પીઠ પર ધબ્બો માર્યો.

એ ૨૭ ડિસેમ્બરે જ હોસ્પિટલમાં દાખલ થઈ ગયો. એ વર્ષની ૩૧મી ડિસેમ્બર અમે હોસ્પિટલની એ જ ઓરડીમાં, ચાના કપથી 'ચિયર્સ' કરી ઊજવી. હવે તે હંમેશાં મને તેના ઘરે તેની નશામુક્ત અવસ્થામાં 'ખરી' મહેમાનગતિ માણવા આવવાનું આગ્રહભર્યું આમંત્રણ આપે છે. પહેલી જ વાર જો હું એના ઘરે ગયો ન હોત તો એની 'recovery'માં થોડો વિલંબ થયો હોત. કહેવાનું તાત્પર્ય એ જ કે દર્દીના ઉપચારમાં હોમ વિઝિટનો ખૂબ મહત્ત્વનો ફાળો છે.

રત્નાકરના કેસમાં પણ આવું જ થયું હતું. તે મૂળે જ થોડો ઓછાબોલો. હમણાંથી તો એટલો એકલસૂરો થઈ ગયો હતો કે ઘરમાંથી બહાર નીકળવા જ તૈયાર નહીં. અરે! ઘરની બાલ્કનીમાં પણ જતો નહોતો. એની પર કોઈ સતત નજર રાખી રહ્યું છે એવી તેને શંકા હતી. પડોશના લોકો પ્રત્યે તો તેને ખૂબ ચીડ હતી. બાજુની ઇમારત તરફ તો તે ભૂલથી પણ નજર ન કરતો. પરંતુ બહારના લોકો સમક્ષ તે પોતાની શંકાશીલ વૃત્તિ હોશિયારીપૂર્વક છુપાવી સામાન્ય રીતે વર્તી શકતો. કોઈને એવો અછડતોય ખ્યાલ ન આવે કે એને આવી કોઈ બીમારી હશે. શ્રાવણ મહિનાના એક દિવસે સાદા ડોક્ટર તરીકે હું એના ઘરે ગયો. તેને બોલતો કરવાના મારા પ્રયાસોનો એકાક્ષરી ઉત્તર આપી એ સતત બાધા ઊભી કરતો હતો. બોલતાં બોલતાં ઊભો થઈ હું બાલ્કની તરફ જવા લાગ્યો. તે અજાણતાં જ મારી પાછળ ચાર ડગલાં ચાલી અચાનક અટકી ગયો.

"બાલ્કનીમાં શું કામ? અહીં બેસીને જ ગપાટા હાંકીએ..."

"અરે, અહીં બાલ્કનીમાંથી તડકા-વરસાદની ચાલી રહેલી રમત સરસ દેખાઈ રહી છે. આવીને જો તો ખરો."

"ના... ના..." કહેતો તે બાલ્કનીની નજીક આવી ત્યાં જ ખોડાઈને ઊભો રહ્યો. એ જ ક્ષણે તેના ચહેરા પરનો મુખવટો જાણે સરી પડ્યો હોય તેમ તે ખૂબ જ ભયભીત લાગી રહ્યો હતો. રસ્તા પરથી પસાર થતો ત્યારે તેને ગાળો સંભળાતી. તેને લોકો મહેણાં મારતા હોય તેવું લાગતું. આ બધાં જ તથ્યો પહેલાં તેણે નકાર્યાં હતાં.

પણ બાલ્કનીના ઉંબરા પાસે

જ્યારે તેને એ જ પ્રશ્નો પૂછ્યા ત્યારે અચાનક તૂટી પડેલા કઠેડા પરથી નીચે પડતી વખતે માણસ જે ત્વરાથી કોઈ આધારને ઝડપી લે, તેટલી જ ત્વરાથી તેણે મને બધા જ પ્રશ્નોના ઉત્તર આપ્યા. બાથરૂમની બારીની પેલી તરફ આવેલી ઇમારતમાંથી સૌથી વધુ અવાજો આવે છે, તેથી તે દિવસભર બાથરૂમમાં પણ જતો નહોતો એવું પણ એણે મને કહ્યું... કન્સલ્ટિંગ રૂમમાં તે ખુલ્લા દિલે પોતાની વાત કહી શકે તેવું વાતાવરણ ઊભું કરવું અશક્ય હતું. આટલી અસુરક્ષિતતાની ભાવના છતાંય તે 'પોતાના ઘર'માં હતો એટલે જ આટલું બોલી શકતો હતો. મારા મનોચિકિત્સક હોવાની પણ તેને કદાચ જાણ ન હતી.

જ્યાં 'ડોક્ટર હોવું' સદંતર અસ્વીકાર્ય હોય ત્યાં વિવિધ યુક્તિ-પ્રયુક્તિઓ વાપરવી પડે. એવી જ રીતે એક ચર્ચમાં હું અધ્યાત્મના અભ્યાસી એવા એક સાધક તરીકે ગયો હતો, તો એક જગ્યાએ રેલવે ખાતાના તપાસ અધિકારી તરીકે. મારા એક વડીલ મિત્ર આ સંદર્ભમાં મને કહેતા હોય છે કે "તું 'કોઈ પણ' તરીકે ચાલી જાય..."

નાટકમાં જેમ 'સ્વાંગ' રચવો પડે એવું જ છે આ. દર્દી સાથે સંબંધ સ્થાપિત કરવા ઘણી વાર આવું કરવું પડે. પછી હળવેકથી તેની સામે સત્ય કઈ રીતે ઉજાગર કરવું તેની યોજના ઘડવી પડે. એક વાર દર્દી તમારો એક વ્યક્તિ તરીકે સ્વીકાર કરી લે પછી તમારા ડોક્ટર હોવા ન હોવાથી કંઈ ફરક નથી પડતો... ઘરના વાતાવરણમાં હજી એક વાત સ્પષ્ટ થઈ જાય. દર્દી અને તેના ઘરના સભ્યો વચ્ચેનો આપસી સંબંધ. ઘરના લોકોની નાની નાની વર્તણૂક પરથી ઘણા તાણાવાણા ઉકેલાતા જાય. ઘરની કઈ વ્યક્તિને દર્દીમાં કેવો અને કઈ હદ સુધીનો રસ છે એ પણ સમજાવા માંડે. આ બધી ક્રિયા-પ્રતિક્રિયાનું નિરીક્ષણ કરતાં તમને દર્દી વિશે ઘણી જાણકારી મળતી જાય.

તો ક્યારેક ડોક્ટર-દર્દીના સંબંધમાં ઘનિષ્ઠતા વધ્યા પછી પણ ઉપચાર માટે ઘરે જવું પડે. મનીષાનો કિસ્સો પણ આવો જ છે.

**[ક્રમશઃ]**

ભારતની પ્રજાએ ક્યારેય રાજાની પાલખીઓ ઉપાડી નથી. પણ લાખો લોકો દર વર્ષે સંતોની પાલખીઓ ઉપાડીને લઈ જાય છે. જનક પ્રાતઃસ્મરણીય એટલા માટે નહીં કે એ રાજા હતા, એટલા માટે કે જ્ઞાની અને વિરક્ત હતા. ત્યાગ વિના જ્ઞાન નહીં. આસક્તને જ્ઞાન ક્યાંથી હોય? જ્ઞાન એટલે અદ્વૈત જ્ઞાન. જ્ઞાન એટલે અદ્વૈતની અનુભૂતિ. જેમ જેમ જીવનમાં અદ્વૈતની અનુભૂતિ વધુ ને વધુ થતી જાય તેમ તેમ વધુ ત્યાગ થતો જાય. એટલે ભારતીય સંસ્કૃતિ ત્યાગને અદ્વૈતનું લક્ષણ માને છે. **- સાને ગુરુજી**



# ‘મેક અ વિશ’

**☐ ડો. નીલેશ રાણા**

**ડિ**નર ટેબલ પર હર્ષની પ્લેટમાં શાક અને રોટલી પીરસતાં આશાએ જોયું તો એનો ચહેરો ગંભીર જણાતો હતો. રોજના રુટિન પ્રમાણે જમવાનું શરૂ કર્યા પહેલાં જ એનું બોલવાનું શરૂ થઈ જતું. ઓફિસમાં આજે શું થયું, શું ન થયું, એનો દિવસ કેવો ગયો, પોતાનો દિવસ કેવો ગયો? ડિનર પતી જતાં

પણ એની વાતો પૂરી ન થતી. અને આજે અચાનક... બોલતી બંધ...

સાંજના સાતનો સમય, પણ ઉનાળાના લાંબા દિવસોને કારણે, બહાર સૂર્યનો પ્રકાશ હજુય રખડતો હતો. બેકયાર્ડમાં ઓકટ્રીનાં પર્ણો સાથે પવન અડપલાં કરી રહ્યો હતો. લીલાછમ ઘાસની જાજમ પર બે હરણ નચિંત બેઠાં હતાં. ત્યારે હર્ષના ચહેરા પર ગમગીની પથરાઈ ચૂકી હતી. પાણીનો ગ્લાસ ભરીને હર્ષની સામે મૂકતાં આશાએ પૂછ્યું ''એની બેડ ન્યૂઝ? નોકરી તો સલામત છેને?''

ચમકતાં હર્ષે સામે પ્રશ્ન કર્યો ''કેમ?''

''આજ કાલ તારી કંપનીમાં લે-ઓફ ચાલે છે ને, તે જ તો કહ્યું હતું, ભૂલી ગયો?'' હર્ષની સામે બેસતાં આશા બોલી.

''નો... નો... એવું નથી...'' બોલતાં હર્ષે માથું હલાવ્યું.

''તો પછી કેમ ઉદાસ લાગે છે?''

ખોંખારો ખાઈને ગંભીર સ્વરે હર્ષે જવાબ આપ્યો, ''આજે સાંભળ્યું કે નીલા અને અશોક ડિર્વોસ લે છે.''

''વ્હોટ?'' પોતાની પ્લેટમાં શાક મૂકતી આશાના હાથમાંથી ચમચો છટકી ગયો. ''ગપ્પું તો નથી મારતો ને! કદાચ કોઈએ અફવા ફેલાવી હશે.''

''હું પણ એમ જ ધારતો હતો, પણ લંચ ટાઈમમાં અશોકે આ વાત કબૂલી છે.''

''ઓહ! માય ગોડ!'' અચાનક આશાનો આજના ડિનરમાંથી રસ ઊડી ગયો. એનું મન હર્ષની વાતો સાંભળવાને બદલે એક નવી દિશામાં જ દોડવા લાગ્યું. ''થોડી ગરમ દાળ આપશે!'' હર્ષના શબ્દો પણ માંડ માંડ સંભળાયા.

રાતે પથારીમાં અડખાંપડખાં ફરતાં આશા ફરી એજ વિચારોની બંદી બની રહી. અશોક ડિવોર્સ લે છે! ઓહ માય ગોડ, સાચેજ? અચાનક ગમી જતાં અહેસાસનો શાંત ખળભળાટ.

આમ તો અશોક અને નીલા સાથેની ઓળખાણ ચાર વર્ષ જૂની થઈ ચૂકી હતી. એમની સાથેની પ્રથમ મુલાકાત આશાને પૂરેપૂરી યાદ હતી. એક કોમન ફ્રેન્ડની ટેન્થ વેડિંગ એનવર્સરીના પ્રસંગે આશાને ભેળમાં તીખી લીલી ચટણી ઉમેરતી જોઈને અશોક બોલ્યો હતો, ''બી કેરફૂલ ચટણી બહુ જ તીખી છે.''

એના તરફ જોયા વગર જ પોતે બોલી હતી, ''ડોન્ટ વરી, આઈ કેન હેન્ડલ ઇટ.''

''વેરી ગુડ, તમને પણ મારી જેમ હજુ તીખુંતમતું ખાવાનો શોખ છે. બાકી તો અહીંના ગુજ્જુઓનો સ્વાદ સાવ જ ફિક્કો થઈ ગયો છે.''

પછી પોતાની સાડીના વખાણ સાંભળતાં પોતે વધુ ખુશ થઈ હતી. ત્યારબાદ એમની વાતો ખૂટી જ નહીં.

પાર્ટીના અંતે કરેલી બાય... બાય... બીજી મુલાકાતોના સમયે- હાય, હાવ આર યુમાં ક્યારે તબદિલ થઈ ગઈ યાદ ન રહ્યું. જ્યારે જ્યારે અશોકને મળવાનું થતું, ત્યારે આશાની સાંજ ફ્રેશ થઈ જતી.

ન્યૂ જર્સીમાં થતાં ઇન્ડિયન પ્રોગ્રામોમાં મળવાનું બનતું. પોતાની દીકરી શ્વેતા અને અશોકની દીકરી દિશા પણ એક જ સ્કૂલમાં. આમ તો પાર્ટીઓમાં બીજી બહેનપણીઓ સાથે આશા વધુ વાતો કરવાનું ટાળતી રહેતી. કારણ કે એને ચિત્રા થોડી વાયડી, ગીતાની વાતો છીછરી, પ્રમોદાની રસહીન, એજ જૂનીપુરાણી સાડી અને ઘરેણાંઓની ચર્ચા, થોડી ઈર્ષા, અદેખાઈ, લિસ્ટ લાંબુ થતાં પોતે અનાયાસે અશોક તરફ વળી જતી. જાણે જેલમાંથી મળતો છુટકારો, 'આશા યુ આર વન્ડરફુલ' સાંભળતાં જ પોતે ખડખડાટ હસી પડતી. અશોકને મળતાં જ એની સાથે વાતો કરવાની ઉત્સુકતા વળગી જતી. જામેલી મહેફિલથી અલગ તેઓ વાતો કરવામાં મશગૂલ થઈ જતાં, એકબીજાનાં મંતવ્યને સપોર્ટ કરતાં. ઊભયની કંપનીમાં તેઓ ખૂલી જતાં, ખીલી ઊઠતાં. ધીરે ધીરે જાણ્યે અજાણ્યે અશોક મનમાં ક્યારે પ્રવેશી ગયો એનું આશાને ભાન ન રહ્યું.

સવારે હર્ષના ઓફિસ ગયા બાદ, કોફીનો મગ હાથમાં લઈને ટીવી સામેના સોફામાં બેસતાં, આશાના વિચારો ફરી મનની એજ પગદંડી પર ચાલવા લાગ્યા. મનોમન એ હર્ષ અને અશોકની સરખામણી કરી બેઠી. ઉંમર બંનેની લગભગ સરખી, દેખાવમાં એટલો ખાસ ફરક ન હતો. હા, એ બંનેમાંથી એક પણ બોલીવુડના હીરોની જેમ આકર્ષક ન હતા પણ નોટ બેડ ઓલ્સો.

એક વીક બાદ ડો. મહેતાના ઘરે ડિનર દરમિયાન અશોક અને નીલાના ડિવોર્સ ફાઈનલ છે- ન્યૂઝ સાંભળતાં આશા છૂપો આનંદ અનુભવી રહી. આમ થવાનું કારણ એ ન સમજી શકી. પણ એનું મન ફરી ફરી એને એજ વિચારોનાં વમળમાં ધકેલતું રહ્યું. આશા હા... ના... હા... ના કરતી રહી.

પોતે તો એમના ડિવોર્સ માટે જવાબદાર તો નથીને? આકર્ષણ એક તરફી જ છે કે પછી...? જો એક તરફી નથી તો ગુપ્તતા જાળવવી પડશે. આકર્ષણ વ્યક્ત કરવાની ઘડી આવી ગઈ છે? દાણો દબાવી જોઉં? ના... ના એમ કરવું ઠીક નથી. અરે મારે આવું દર્પણ તોડી નાખવું જોઈએ. તોડીશ તો વિખરાયેલા ટુકડાઓમાં નવાં પ્રતિબિંબો ખીલી ઊઠશે.

કદાચ જે હું ધારી રહી છું એવું ન પણ હોય! કદાચ આ મારી કલ્પના પણ હોય, કદાચ ફેન્ટસી. અશોકના ડિવોર્સના સમાચારને વિવિધ એંગલ્સથી

તપાસ્યા બાદ પણ મન સાથે સમાધાન ન થતાં, આશા અકળામણ અનુભવી રહી. ડિવોર્સના નામ માત્રથી પોતાને ગભરામણ થાય છે. છતાંય પોતાનું મન એને નવી દિશા તરફ શા માટે દોરી રહ્યું છે?

ત્રણેક દિવસ બાદ સ્કૂલની ડિબેટ સ્પર્ધામાં, હર્ષના બીઝી હોવાને કારણે આશાને એકલા જવું પડ્યું. શ્વેતા સાથે દિશાએ પણ ભાગ લીધો હતો. અચાનક પોતાની બાજુમાં નીલાને બેસતી જોઈ એ સંકોચ અનુભવી રહી. નીલા પોતાના કરતાં થોડી ઊંચી, ગૌરવર્ણી અને બોલકણી પણ ખરી. ખેર, આ સમયે એના ડિવોર્સના કારણમાં પડવાનું ઉચિત ન લાગતાં, નીલા સાથે ઔપચારિક વાતો જ કરી. એક નવો જ ભાર અનુભવતા. ડિબેટ પૂરી થતાં જ એ તરત જ ત્યાંથી ચાલી ગઈ.

ઉનાળો પૂરો થયો, પાનખરના વિસ્તરણ સાથે જ સૂર્યને પશ્ચિમે ઢળવાની ઉતાવળ થવા લાગી. દિવસો ટૂંકા થવા લાગ્યા, પણ આશાના વિચારોના પડછાયા લાંબા થતા રહ્યા. છેલ્લે બેત્રણ વાર મળવાના પ્રસંગે અશોક સાથે પેટછૂટી વાત ન થવાના કારણે ગૂંગળામણ વધી ગઈ. કશુંક પૂછવાની અને કહેવાની ઇચ્છા પ્રબળ બનતી ગઈ. મનમાં જિજ્ઞાસા, દ્વિધા અને અજંપાનો ઉત્પાત વધવા લાગ્યો. ક્યારેક થતું એ પોતાની જાત સાથે છેતરપિંડી કરી રહી છે તો કદીક લાગતું કે અન્યાય. હૃદય અને મનનું થતું વિભાજન પોતે વધુ સમય નહીં જીરવી શકેની પ્રતીતિ એને વધુને વધુ બેચેન કરવા લાગી. વહેણના મધ્યમાં તરવા કરતાંય ડૂબવાની શક્યતાઓ વધવા લાગી હતી. અશોક પ્રત્યેનું ખેંચાણ ઓક્ટોપસની માફક વીંટળાઈ રહ્યું હતું, તો હર્ષ પ્રત્યેની પોતાની ફરજ.

એવું પણ નહોતું કે એ પોતાના મેરેજમાં ખુશ નહોતી. હર્ષ પ્રત્યે કોઈ ફરિયાદ પણ નહોતી. મનદુઃખ થાય એવો પ્રસંગ પણ ઉપસ્થિત થયો ન હતો. એવી કોઈ ઇચ્છા પણ ન હતી કે હર્ષને કોઈ દોષ આપી શકે. છતાંય પોતાની મનભૂમિ પર મંડાતાં અશોકનાં પગરણને અટકાવવા પોતે શા માટે અસમર્થ બની રહી હતી? બારી સહેજ ખુલ્લી રાખે તો તાજી હવા અંદર પ્રવેશવાની જ.

બસ ફોન કરી જ બેઠી. ''આવતા વીકમાં તને લંચ માટે ટાઈમ છે?'' બેધડક પ્રશ્ન પુછાયો.

''ઓફ કોર્સ, કેમ નહીં.'' સીધો જવાબ મળતાં એ રાજી થઈ. શું અહેસાસની ઉષ્મા સામેની ક્ષિતિજે પણ...

આશા કામ કરતી હતી એ બેન્કથી થોડે જ દૂર આવેલા પબ્લિક પાર્કમાં

બંને ભેગાં થયાં. બહાર આવેલા એક નાનકડી શોપમાંથી સેન્ડવિચ અને પેપ્સીનાં કેન લઈ, લગભગ પર્ણવિહોણા વૃક્ષ નીચેના બાંકડા પર બેઠાં. પવનની ઠંડી લહેરખી વળગતાં જ સ્વેટરનાં બટન બંધ કરતાં અશોકની તરફ જોતાં ધીમેથી બોલી, ''બધું ઠીક છેને!''

''યસ... યસ, હાવ અબાઉટ યુ? અને હર્ષ કેમ છે?''

''ઓકે.'' બોલતાં આશા વિચારી રહી, અશોક એમ વિચારીને તો અહીં નથી આવ્યો ને કે મેં હર્ષ માટે કોઈ સરપ્રાઈઝ પાર્ટી રાખવાનું વિચાર્યું છે, અથવા હું નવો જોબ શોધી રહી છું તો એની હેલ્પ માટે... બિલકુલ એવું નથી, એ જરૂર જાણે છે કે મેં એને અહીં શા માટે બોલાવ્યો છે. પણ પોતે? પોતે ખોટું કરી રહી છે, એનું સંપૂર્ણ જ્ઞાન હોવા છતાંય પોતે અહીં હાજર છે એનું શું?

સેન્ડવિચનું રેપર ખોલતાં અશોકે પ્રશ્ન કર્યો, ''બોલો મારે લાયક કોઈ સેવા?''

ચાલાક છે, જાણવા છતાંય મને પૂછે છે! ડાર્ક ગ્રે કલરનો શૂટ, લાઈટ ગ્રે કલરનું શર્ટ, બ્લેક ટાઈ, વાંકડિયા છતાં વ્યવસ્થિત વાળ, ચહેરા પર એજ તાજગી, આશાનું આકર્ષણ અખંડ હતું.

''કેમ આમ પૂછે છે?'' આશા વગર વિચાર્યે બોલી ગઈ.

અશોકના ચહેરાના ભાવો બદલાયા નહીં. ''એની પ્રોબ્લેમ... આઈ મીન...''

''એવું કશું નથી અને છે પણ...'' ઠંડા પેપ્સીનો કેન અશોકના હાથમાં થમાવતાં એ ચૂપ થઈ ગઈ. લાગ્યું અશોક એના કહેવાનું તાત્પર્ય સમજી જશે.

''હં... અ... અ...''

મનગમતો પ્રતિભાવ ન મળતાં આશા નિરાશ થઈ ગઈ કે અશોક પોતાની વાત પર ધ્યાન નથી આપતો. કદાચ એના ડિવોર્સ પ્રત્યે પોતે સહાનુભૂતિ નથી દર્શાવી એથી નારાજ થયો લાગે છે. પણ પોતે જ મનમાં કરેલા, નિર્ધારને બાજુમાં હડસેલતાં નક્કી કરી બેઠી કે અશોક એને અહીં બોલાવવાનું કારણ જાણે છે. અચાનક એક વ્યક્તિ તમને ગમવા લાગે, પછી જે વીતે એ અસરમાંથી પોતે પસાર થઈ રહી છે. દ્વિધાગ્રસ્ત આશા સેન્ડવિચના એક નાનકડા ટુકડાને ચાવ્યા વિના જ ગળી ગઈ. હવે અશોક કંઈક બોલે તો સારું. કારણ કે પોતે તો ક્રોસિંગ પોઈન્ટ પર પહોંચી ગઈ હતી. પણ અશોકનું ધ્યાન પેપ્સીના કેન પર કેન્દ્રિત હતું.

સાપે કાંચળી ત્યજી દીધી. વાતનો દોર ફરી હાથમાં લેતાં થોડી હિંમત કરતાં આશા ઉવાચ, ''જ્યારથી તારા ડિવોર્સના ન્યૂઝ મળ્યા છે ત્યારથી મને એમ કેમ લાગી રહ્યું છે કે આપણી વચ્ચે...'' અશોક આ સીધો ઘા સહન કરી શકશે - ની શંકા જાગતાં આશા આગળ બોલતાં અટકી ગઈ.

ઊભા થઈને પેપ્સીના ખાલી કેનને ડસ્ટબીનમાં ફેંકતાં અશોક બોલ્યો, ''આઈ... આઈ ડોન્ટ થિંક કે આપણી વચ્ચે... મને તો એમ કે...'' થોડી ક્ષણ એ ગૂંચવાયો, ''મને એમ કે તારી અને હર્ષદ વચ્ચે... નો... નો આપણા સર્કલમાં સૌ જાણે છે તમારા મેરેજ સોલિડ લાઈક અ રોક... હું... હું સમજ્યો નહીં!''

અશોકને સ્તબ્ધ થતો જોઈ, આશા નજર નીચી કરતાં બોલી, ''હું તારા વિશે વિચારતી થઈ ગઈ એમ લાગતાં કે તું પણ...''

ફરીથી આશાની બાજુમાં બેસતાં અશોક બોલ્યો, ''તારી કંપની અને તારી સાથે વાતો કરવી મને ગમે છે, બસ એથી વધારે.'' પીડાદાયક ઘસરકો, દુઃખદાયક ઉઝરડો, હાથમાંથી સરી જતી બાજીએ આશાને એટલી વિવશ અને નિરાશ કરી દીધી કે અશોકના આગળ બોલાયેલા શબ્દો એના કાન પાસેથી જ પાછા વળી ગયા.

છૂટા પડતાં અશોક માત્ર એટલું જ બોલ્યો, ''મારું વિચારેલું નહીં, માત્ર તું જે વિચારી રહી હતી, બોલી રહી એજ આપણે સાંભળ્યું છે.'' આશા માત્ર ગરદન જ હલાવી શકી.

અશોકની કારને એ દૂર જતી નિહાળી રહી. વધતું જતું અંતર... રડતું અંતર.

પછીનાં ચાર વીકમાં અશોક બે વાર મળ્યો, પાર્ટીમાં ''હાય... હલ્લો'' કહેવા પૂરતું જ. જો થોડી વધુ વાત થઈ હોત તો પોતાને જરા સારું લાગત, કદાચ એનો અભિપ્રાય બદલાયો હોત અને ન બદલાયો હોત તો એને બદલવાનો પોતે પ્રયાસ કર્યો હોત, ખેર! વસવસો વરસી રહ્યો.

દિવાળીના ફંક્શન દરમિયાન બહેનપણી જોડે વાતનો દોર ચાલુ હતો. બે-ત્રણ સહેલીઓ ડિસેમ્બરમાં ઇન્ડિયા જવાનો પ્લાન ડિસકસ કરવા લાગી. ''જાન્યુઆરી ઇઝ ધ બેસ્ટ મન્થ ટુ ગો ટુ ઇન્ડિયા'' ચિત્રાના કથન સાથે સૌ સમંત થયાં. ત્યારે પાછળથી ''હાય આશા'' સંભળાતાં, અવાજ સાવ જાણીતો છે અનુભવતાં આશ્ચર્ય સાથે ચમકી ગઈ.

''નીલા... હાય હાવ આર યુ?''

''ફાઈન...'' આશાનો હાથ પકડતાં બોલી, ''એક મિનિટ મારે તારું કામ છે, પ્લીઝ.''

હૃદય જોરથી ધડકી ઊઠ્યું. ''એક્સક્યુઝ મી'' કહેતાં આશા નીલા પાછળ દોરવાઈ.

ખૂણો શોધી ઊભા રહેતાં નીલાએ કહ્યું, ''મારે તને એક વાત પૂછવી છે.''

કંપને આશાનો કબજો લીધો. નીલા એવું તે શું પૂછવા માગે છે? એના મનમાં કોઈ સંશય... મારા અને અશોક વિશે... અશોકે એને મારા વિશે... ના, ના અશોક એમ તો ન જ કરે... તો પછી? પ્રશ્નોનો ખડકલો ભાર વધારી રહ્યો.

''આપણી ફ્રેન્ડ મેધાની ચાળીસમી બર્થ-ડે માટે આપણું ગ્રુપ સરપ્રાઈઝ પાર્ટી એરેન્જ કરવા માગે છે, તો તું...''

સરપ્રાઈઝ પણ પોતાને માટે નો-સરપ્રાઈઝ, સહેજ આનંદ સાથે ઉત્સાહ દર્શાવતાં એ બોલી, ''ગુડ આઈડિયા, વી શુડ એરેન્જ.''

''થેંક્યુ તું એગ્રી થઈ, થોડું કામ વહેંચાઈ જાય તો, યુ નો ટેન્શન ઓછું થઈ જાય. આઈ એમ ગ્લેડ, તારી મદદ માટે.''

''હાવ ઈઝ લાઈફ? યુ આર ઓકે? આ તો, યુ નો તું અને અશોક... આઈ એમ સોરી...'' શબ્દોમાં સહાનુભૂતિ સહેજ ઓછી પડી.

''ઠીક છું. નો પ્રોબ્લેમ.''

''આર યુ શ્યોર?''

''થોડા દિવસમાં ડિવોર્સ ફાઈનલ થઈ જશે.''

''અ...શો...ક'' બોલવામાં આશાને તકલીફ પડી.

ફિક્કું હસતાં નીલા બોલી, ''એનું કોઈની સાથે ચક્કર ચાલી રહ્યું છે.''

''રિઅલી?'' આશ્ચર્ય પ્રગટ કરવામાં આશાને થોડી વાર લાગી, છાતીમાં ટીસ ઊઠી.

''હા, ઓફિસમાં એની કોઈ કોવર્કર સાથે.''

''નીલા, આઈમ વેરી સોરી.'' જાણે સુનામી ધસી આવ્યું. કિનારાઓ ડૂબી ગયા.

''મારે શું? આઈમ ગેટિંગ માય લાઈફ ટુગેધર અગેઈન.''

''તું... તું સાચેજ ખુશ છે?''

''કેમ નહીં, આઈમ ફ્રી અગેઈન.''

ત્યારબાદ નીલાથી થોડે દૂર રહેતાં આશા વિચારવા લાગી કે નીલાની જેમ પોતે હર્ષદનો કોઈ બીજી સ્ત્રી સાથેના સંબંધની ચર્ચા કરી શકી હોત? તારણ ન મળ્યું. હર્ષદને છોડવાનો પોતાનો ઇરાદો હતો કે અશોક સાથે માત્ર અફેરની ઇચ્છા. પણ નીલાની વાતો સાંભળતાં જ પોતે શા માટે અસ્વસ્થ બની રહી છે એ ન સમજાયું.

પાર્ટીમાંથી પોતાને અલગ કરતાં, હાથમાં શેમ્પેનના ગ્લાસ સાથે પોર્ચનો દરવાજો ખોલી, વુડન ડેક પર આવીને આશા શાંત થવા ઊભી રહી.

હવા વેગ પકડી ચૂકી હતી. સંધ્યા વિદાય લઈ ચૂકી હતી. અંધકાર એની દૃષ્ટિને આવરી રહ્યો હતો. એણે દૂર આકાશ પર નજર ઠેરવી. ઉત્તર દિશામાં એક ખરતો તારો દૃષ્ટિગોચર થતાં, આશાએ શેમ્પેનનો ગ્લાસ ઊંચો કર્યો. પાંપણ સહેજ ભીની થઈ.

''મેક અ વિશ.'' ફરી પાછો પરિચિત અવાજ સંભળાયો.

બે ક્ષણ આંખો બંધ કરી, પછી ઉઘાડીને નીલા તરફ જોતાં આશાએ વિચાર્યું, ''નીલાને જરાય કલ્પના હશે કે પોતે શું વિશ કરી રહી છે?''





જેયુશા સોનુભાઈ પટેલ, પોતાની ઝેન્ટાંગલ ચિત્રકળા સાથે

# બારીકાઈનો બેનમૂન નમૂનો ગણાતી ચિત્રકળા એટલે ઝેન્ટાંગલ

☐ અશોક પટેલ

**એમ** તો યોગા ઓફ માઇન્ડ તરીકે ઓળખાતી ઝેન્ટાંગલ એવી સાવ ઝીણવટભરી ડિઝાઇનવાળી ચિત્રકળા છે કે જાણે તમને જૂના જમાનાની કોતરણી યાદ આવી જાય! વાસ્તવમાં એ તો ચિત્રકામનો એક એવો પ્રકાર છે, જેમાં કળાકાર ઝીણવટભર્યું કાંતતો હોય છે. વીસમી સદીમાં વિકાસની સાથે સાથે વધતા તણાવમાં આ કળા ઉદય પામી છે અને તેમાં કળાકારે એવા ઓતપ્રોત થઈ જવું પડતું હોય છે કે તમને પરેશાન કરતો તણાવ તમે ભૂલી જાઓ અને હળવાફૂલ થઈ જાઓ. એ કારણથી જ ઝેન્ટાંગલને મગજનો યોગ કહે છે.

નવી સદીની આ કળા ગણાય છે. તેનો ઉદ્ભવ મધ્ય અમેરિકાના મેસેચ્યુએટ્સમાં થયો હતો. ઝેન્ટાંગલથી તૈયાર થયેલાં ચિત્રોમાં એવી ઝીણી ઝીણી ડિઝાઇન હોય છે કે તમને એક સમયે એમ જ લાગે કે જાણે કોઈ કમ્પ્યુટરથી ડિઝાઇન થઈ ન હોય!

કલ્પના પણ ન આવે એવું ઝીણું તેમાં કાંતવામાં આવે છે. તમે જરાય બેધ્યાન થઈને એ કામ નહીં કરી શકો. આ ચિત્રકળા એવી કળા છે, જેમાં જાણે કોઈ યોગી ધ્યાન ધરતો હોય એ રીતે જ કળાકાર ચિત્ર દોરવામાં એકમગ્ન થઈ જતો હોય છે. તે કારણે આ કળા મનોરોગીઓ માટે એક અકસીર દવા ગણાઈ છે.

અમેરિકામાં ઉદય પામેલી આ કળાને જુઓ તો તમને આપણી મહેંદીકળા યાદ આવી જાય. નાનકડા હાથમાં ઝીણી ડિઝાઇનથી મહેંદી મુકાતી હોય છે કે અચંબામાં પડી જવાય. મહેંદી સાથે ડિઝાઇનની બાબતમાં થોડું સામ્ય ધરાવતી આ કળા અમેરિકાના મધ્ય મેસેચ્યુસેટ્સમાંથી ઉદય પામીને હવે ભારતમાં પણ પ્રસાર પામી રહી છે. થોડા સમય પહેલાં જ સુરતનાં જેયુશા સોનુભાઈ પટેલે એક અનોખી કળાનું સુરત ખાતે સોલો પ્રદર્શન યોજીને એક નવી જ ચિત્રકળાનું સાક્ષી બનાવ્યું છે. ઝીણી કોતરણી જેવા કામને કારણે તમારું ધ્યાન કેન્દ્રિત કરવા સાથે એ કળા તમને માનસિક શાંતિ આપનારી બની રહે છે.

નવ વર્ષ પહેલાં કળાના એક નવા રૂપ તરીકે આ ચિત્રકળા વિકાસ પામી છે. અમેરિકાના મેસેચ્યુસેટ્સના મધ્યમાં રહેતા મારિયા થોમસ અને રિક રોબર્ટ્સે આ કળાના વિકાસમાં પાયાનું કામ કર્યું છે. એક નવી જ કળાને એક યોગીની જેમ પોષીને તેને વિકસાવી છે, તેને વ્યાપક બનાવી છે. એમ તો એ ચિત્રકળા જ છે, પરંતુ ચિત્ર દોરવું એટલે કાગળ, પેન્સિલ અને



રંગોની પીંછી લઈને એક પેઇન્ટિંગ કે ચિત્ર દોરવા જેવી આ કળા નથી. પેન્સિલ કે રંગથી કોઈ ચિત્ર બનાવવા કરતાં આ ચિત્ર ખૂબ જ અલગ અને બારીક ડિઝાઇનનું કામ છે. આ એક કળા ખરી, પરંતુ તેને યોગા ઓફ માઇન્ડ એટલે કે મગજ માટે યોગરૂપ ગણાવાઈ હોવાને કારણે તે પોપ્યુલર ચિત્રકળા તરીકે વ્યાપક બની નથી અને કદાચ તેથી જ કળાકારો તેના ઉપર હાથ અજમાવી રહ્યા છે. તેઓ એ કળામાંથી મોટું આર્થિક ઉપાર્જન પણ કરી શકે એ દિશામાં આગળ વધી રહ્યા છે.

ઝેન્ટાંગલનું એક પરિમાણ સારવારનું પણ છે. માનસિક રોગીઓની સારવાર માટે પણ તેનો ઉપયોગ થઈ રહ્યો છે, તે તેનું એક વિશિષ્ટ પાસું છે. અમેરિકામાં માનસિક દિવ્યાંગ બાળકોની સારવાર માટે આ કળાનો વ્યાપક ઉપયોગ કરાઈ રહ્યો છે. જેયુશા પટેલે પણ દીકરીઓ મોટી થતાં, પતિ વ્યવસાયમાં વ્યસ્ત હોય ત્યારે ઘરે ફુરસદના સમયનો સદુપયોગ કરવા સાથે સાથે એકલતાને દૂર કરવા તેમજ વધતી વય સાથે અંતસ્ત્રાવોના ફેરફારોની શરીર પર થતી અસર સામે ટકી રહીને કંઈક નવી દિશામાં કામ કરી મનોબળ મજબૂત કરવાની તેમનાં પડોશી અને સુરતનાં જાણીતાં ગાયનેક ડૉ. માલતીબેન શાહે આપેલી સલાહને પગલે ઝેન્ટાંગલ કળા અપનાવી હતી. એ કળા અપનાવ્યા બાદ



જેયુશાબેન એમાં એવાં ઓતપ્રોત થઈ ગયાં કે એકલા હાથે તેમણે ઝેન્ટાંગલ કૃતિઓનું એક પ્રદર્શન પણ યોજ્યું. તેમના એ પ્રદર્શનમાં રજૂ કરાયેલી કૃતિ જોઈને કળાના ચાહકો મોંમાં આંગળાં નાખી ગયા હતા.



ઝેન્ટાંગલ કળા અંગે વધુ માહિતી આપતાં જેયુશા પટેલે જણાવ્યું હતું કે, ઝેન્ટાંગલ - પુનરાવર્તિત પેટર્નથી સુંદર છબી બનાવવાની રીત શીખવી સરળ છે. જીવન એક કળાનું સ્વરૂપ જ છે અને ઝેન્ટાંગલ એ જીવનમાં ઇરાદાપૂર્વકની કળાત્મકતા માટે એક ભવ્ય રૂપક છે.

ઝેન્ટાંગલથી ચિત્ર બનાવવામાં કાળા અને સફેદ રંગનું જ સંયોજન જોવા મળે છે. જો કે જેયુશાબેન કળાની સાથે વિવિધ રંગોનો પણ ઉપયોગ કરી લે છે. કાળા અને સફેદ ચોરસ કાગળ પર તે પરંપરાગત રીતે દોરવામાં આવે છે. ઝેન્ટાંગલ પ્રેરિત આર્ટ અથવા ઝીઆએ રંગમાં આર્ટવર્ક, વૈકલ્પિક સપાટીઓ અને વધુ કળાત્મક બનાવવા માટે ઝેન્ટાંગલ પેટર્નનો ઉપયોગ કર્યો છે.

મહેંદી અને જૂના વખતમાં થતી લાકડાં ઉપરની ઝીણી કોતરણી ઉપરાંત આપણાં મંદિરોમાં પથ્થરોમાંથી થતી બેનમૂન કોતરણી જોવા મળે છે. હવે તો સોનાચાંદીનાં ઘરેણાંમાં પણ એવી ઝીણી ડિઝાઇન જોવા મળે કે આફરીન થઈ જવાય. ખાસ કરીને કલકત્તી કારીગરો સોનાનાં ઘરેણાંમાં

જે ભાત પાડે છે, તેમાં રંગનું સંયોજન કરીને જે ઉઠાવ આપે છે, તે કાબિલે તારીફ ગણાય છે. આ રીતે જોઈએ તો આપણે ત્યાં ઝીણી કોતરણી પ્રકારની કળા ઘણી વ્યાપક રહી છે. આપણાં ઘરોમાં પણ તે જોવા મળતી હતી. પરંતુ હવે એ કળા મકાનની બાંધણીમાંથી નામશેષ થઈ ગઈ છે.

એ સંજોગોમાં ઝેન્ટાંગલની કૃતિઓ ખાસ ધ્યાન ખેંચે એવી હોય છે. જેયુશાબેનની ઊડીને આંખે વળગે એવી કૃતિઓમાં ગણેશજી, બ્લેક એન્ડ વ્હાઇટ ઉપરાંત પીળા અને લાલ રંગના શેડનો ઉપયોગ કરીને એવી ડિઝાઇન કરી છે કે જાણે કોઈ ઉત્તમ કોતરણી ન હોય! ફક્ત બ્લેક એન્ડ વ્હાઇટનો ઉપયોગ કરીને સિંહનો એવો ચહેરો તેમણે રચ્યો છે કે તેને જોતાં જ રહેવાનું મન થાય. પતંગિયું, શિવજી, ફ્લેમિંગો અને સારસ



પણ જોતાં જ રહેવાનું મન થઈ જાય. તો વળી મનમોહક એવી કૃતિમાં મા અને દીકરી સૂર્યોદયના સાક્ષી બન્યા છે. કનૈયો પણ વાંસળીની સાથે એવો મોહ લગાવે કે તેના મુગટની ઝીણી ડિઝાઇન જોતાં રહેવાનું મન થાય.

ઝેન્ટાંગલ કળામાં જેયુશાબેન એક અનોખી કળાની સાથે સાથે માનસિક શાંતિ પણ મેળવી શક્યાં છે, ત્યારે તેઓ કહે છે કે મહિલાઓની વધતી વય સાથે જે શરીરમાં આંતરિક ફેરફાર થાય છે, એવા સમયે મહિલાઓ માટે ખરેખર આ કળા એ માનસિક રાહત આપનારી દિશામાં લઈ જનારી છે. સમય પસાર થવાની સાથે સાથે જીવનને એક નવી દિશા મળ્યાનો અહેસાસ પણ થાય છે. ખરેખર તો નારી સર્જનહાર જ છે, ત્યારે આ નવી કળાનું સર્જન પણ બેમિસાલ બની જાય છે. પરંપરાગત કળાથી જરા હટકે રહીને ઝેન્ટાંગલની કૃતિઓથી દેશમાં આ નવી કળા અને તેના ફાયદા અંગે સંશોધન પણ થવાં જોઈએ અને અમેરિકાની જેમ મનોરોગી ઉપર તેની હકારાત્મક અસર પડતી હોય તો તેમની સારવાર માટે આ નવો ઉપાય પણ અજમાવવો જોઈએ, પણ પૂરતાં તબીબી સંશોધન સાથે જ. એ જો સફળ પુરવાર થાય તો ઝેન્ટાંગલ એક કળા જ નહીં સારવાર-પદ્ધતિ તરીકે પણ ઉપયોગી થઈ પડે એમ છે.

❑❑❑




# ગમી ગયેલી વાર્તા

☐ શરીફા વીજળીવાળા

## The Veldt : Ray Bradbury

**મિ**ત્રો આજે જરા જુદા પ્રકારની વાર્તા વિશે વાત કરવી છે. રે બ્રેડબેરીની 'The Veldt' વાર્તાને Science Fiction (SF) કહી શકાય. SF આમ તો ૨૦મી સદીમાં વિકસેલો સાહિત્યપ્રકાર છે. આધુનિક વિજ્ઞાન અને ટેક્નોલોજીના વિકાસ સાથે અસ્તિત્વમાં આવેલો આ સાહિત્યપ્રકાર છે. અહીં Fiction શબ્દ માત્ર કાલ્પનિક કૃતિનો સંકેત નથી, એ કલ્પના વિજ્ઞાન પર આધારિત

હોવી જોઈએ એવો સંકેત પણ આપે છે. SFનો સર્જક જાણીતી વૈજ્ઞાનિક હકીકતો અને સિદ્ધાંતોને વફાદાર રહી એમાં મુનસફી પ્રમાણે કલ્પનાનો ઉમેરો કરી શકે અથવા અતિશયોક્તિપૂર્ણ વૈજ્ઞાનિક કલ્પનાનો આશરો પણ લઈ શકે. શરતમાત્ર એટલી જ કે આવી કલ્પના વૈજ્ઞાનિક વલણ, પદ્ધતિ અને પરિભાષા અનુસાર સંભવિત લાગવી જોઈએ. આ સંભવિતતાનું તત્ત્વ જ SFને ફેન્ટસી કરતાં અલગ તારવી આપે છે. SFનો વ્યવસ્થિત વિકાસ જુલે વર્ન અને એચ.જી. વેલ્સના હાથે થયો. વેલ્સે એમની કૃતિઓ દ્વારા વિજ્ઞાનનાં જોખમો બતાવ્યાં. વિજ્ઞાનના અતિરેકથી ધારો કે રામરાજ્ય ચાલતું હોય તો પણ એ માર્ગે જવા જેવું નથી એવું વેલ્સે બતાવ્યું. અહીં જે વાર્તાની વાત કરવી છે એ પણ એ જ પ્રકારની છે. મેં જ્યારે એનો અનુવાદ કર્યો હતો ત્યારે શીર્ષક આપ્યું હતું 'આફ્રિકાનું જંગલ.'

જ્યોર્જ હેડલી અને લીડિયા એમના અતિ મોંઘા સાઉન્ડપ્રૂફ ઘરમાં એમનાં દીકરા પીટર અને દીકરી વેન્ડી સાથે રહેતાં હતાં. આ ઘર આખું ઓટોમેટિક હતું. ઘર એમને કપડાં પહેરાવતું, ખવડાવતું, ઝુલાવીને ઊંઘાડતું, રમતું, ગાતું, રાંધતું... ટૂંકમાં બધું જ કરતું. એમણે કશું જ જાતે કરવાનું નો'તું. તેઓ જે રૂમમાં જાય ત્યાંની લાઈટો આપોઆપ થઈ જાય ને બીજા રૂમોની બંધ પણ થતી જાય. બાળકો માટે ચાળીસ ફૂટ લાંબી-પહોળી ને ૩૦ ફૂટ ઊંચી નર્સરી લીધેલી જેમાં ઘાસ, વૃક્ષો, પાણીની સગવડ કરી હતી. પણ હવે પત્ની પતિને નર્સરી બાબતે ફરિયાદ કરી રહી છે. 'તું જરા જો, નર્સરી બદલાઈ ગઈ છે...' બંને નર્સરીમાં આંટો મારવા નીકળે છે. નર્સરીમાં એમને આફ્રિકન જંગલ, સિંહની ત્રાડો, કોઈ ચીસ ને બીજું ઘણું ડરામણું દેખાયું. આમ તો જ્યોર્જને આ નર્સરીની સગવડ માટે બહુ માન હતું. તમને ઇચ્છા થાય એ વિદેશી ભોંય કે દશ્યો નર્સરી ફટાફટ બદલી શકતી હતી. પણ અત્યારે બધું ભયાનક લાગતું હતું. સિંહ બરાબર એમના પર તરાપ મારવાની તૈયારીમાં હતા ત્યારે જ એ બંને ઘરમાં દોડી આવ્યાં અને નર્સરીનું બારણું બંધ કરી દીધું. પત્ની ડરની મારી રડી પડી. એણે પતિને વિનંતી કરી કે 'તું બાળકોને કહે કે આફ્રિકા વિશે વધુ વાંચે કે વિચારે નહીં. મારું મન શાંત ન થાય ત્યાં સુધી તું આ નર્સરીને તાળું જ મારી દે.' પતિ લાચારી પ્રગટ કરતા કહે છેઃ 'તું તો જાણે જ છે કે નર્સરીને બંધ કરવાની વાતે એ બેઉનું મગજ ફાટી જાય છે. એ બંને તો જાણે નર્સરી માટે જ જીવે છે.' પણ પત્નીની જીદને કારણે જ્યોર્જ નર્સરીનું ભારેખમ બારણું બંધ કરે છે. પત્નીને હજીયે જંપ નથી. એ કહે છે, 'બધાં કામ ઘર જ કરે એટલે નવરી

પડવાને કારણે હું આમ આડુંઅવળું વિચારતી હઈશ. આપણે આખા ઘરને થોડા દિવસ પૂરતું બંધ કરી દઈએ તો?' પતિને નવાઈ લાગે છે: 'એટલે કે તું રાંધવા માગે છે? ઘરને સાફસૂફ કરવા ને કપડાં ધોવાં ને... વગેરે કરવા માગે છે?'

'અરે હા, હા ને હા...'

'પણ કંઈ કામ કરવું ન પડે એટલા માટે તો આપણે આ ઘર ખરીદ્યું હતું ને?' પત્ની તરત કહે છે, 'હા, એવું જ હતું પણ હવે મને લાગે છે કે જાણે આ મારું ઘર જ નથી. હવે આ ઘર જ પત્ની છે, મા છે, કામવાળી છે... હું આ યંત્રો જેટલું અને જેવું કામ કરી શકું ખરી? ને તું પણ જરા તારી જાતને જો, તું સિગારેટ ફૂંકે છે, દારૂ ઢીંચે છે. આ ઘરમાં તારી જાતનું શું કરવું એ જાણે કે તને સમજાતું નથી. કેમ રોજેરોજ તું ઊંઘની દવાની માત્રા વધારતો જાય છે? તને પણ એવું લાગે છે ને કે તું કશા કામનો નથી રહ્યો?'

નર્સરીનાં બારણાં પાછળ સિંહ માથાં અફાળતા હોય એવું લાગતું હતું. બંને એકલાં એકલાં જ વાળુ કરવા બેઠાં કારણ કે ઘરના ટીવીએ એમને કહી દીધેલું કે પીટર અને વેન્ડી મોડાં આવશે. જમવાનું ટેબલ એમને ફળફળતી થાળીઓ પીરસી રહ્યું હતું, ખૂટતી ચીજ તરત હાજર કરતું હતું. જ્યોર્જ વિચારતો હતો કે કોઈ પણ ચીજનો અતિરેક કોઈ પણ વ્યક્તિ માટે સારો નહીં, આ નર્સરી બાળકોની દરેક ઇચ્છા પૂરી કરતી હતી. તેઓ સિંહ વિશે વિચારે અને સિંહ હાજર થાય, ઝિબ્રા વિશે વિચારે અને ઝિબ્રા હાજર થાય, સૂર્ય વિશે વિચારે અને સૂર્ય હાજર... મૃત્યુ વિશે વિચારે અને મૃત્યુ હાજર... જ્યોર્જ ધ્રૂજી ઊઠ્યો. ઊભો થઈને એ નર્સરીમાં ગયો. એ ઓફિસના જંગલમાં પ્રવેશી રહ્યો હતો. નર્સરી શરૂ કરી ત્યારે અહીં પરીલોક હતો. પરીઓ, દેવદૂતો, આતશબાજી અને પાણીના ફુવારા હતા અને અત્યારે લોહીથી લથપથ, તપ્ત ભઠ્ઠી જેવું આફ્રિકાનું જંગલ અને સિંહની ત્રાડો હતાં. જ્યોર્જને લાગ્યું કે પત્નીની વાત સાચી હતી. બાળકોને થોડા વખત માટે આ વાતાવરણમાંથી બહાર કાઢવાની જરૂર હતી. એણે ઘરને આદેશ આપ્યો. પરીલોકને હાજર કરવા માટે. પણ આફ્રિકાનું જંગલ ને સિંહ એમને એમ જ રહ્યાં. ઘરમાં આવીને એણે પત્નીને ફરિયાદ કરી, 'આ નર્સરી કામ નથી કરતી.' પણ પત્ની જુદી જ દહેશત વ્યક્ત કરે છે: 'એવું બની શકે ને કે બાળકોએ એને એવો આદેશ આપ્યો હોય... એમને આ યંત્રોમાં સમજ પડી ગઈ હોય અને એમાંનું કશુંક એમણે જામ કરી દીધું હોય...'

જ્યોર્જ નથી માનતો. એ કહે છે: 'બાળકો હજુ નાનાં છે. યંત્રોમાં એમને સમજ ના પડે.' પણ પત્ની તરત કહે

છે: 'એમની ઉંમર કરતાં તેઓ દસગણી અક્કલ ધરાવે છે.' બંને વચ્ચે દલીલો ચાલતી હતી ને પીટર અને વેન્ડી બહારથી આવે છે. જ્યોર્જ એમને વાતોમાં વાળીને કહે છે: 'થોડુંક તમારી નર્સરી વિશે પણ કહોને! આફ્રિકાનું જંગલ ને સિંહને એવું બધું... અમે હમણાં જ ત્યાં લટાર મારીને આવ્યાં...' બંને ભાઈ-બેન એકમેક સામે જોઈ લે છે. પછી એકદમ ભોળપણ દેખાડતાં અજાણ્યાં હોવાનો દેખાવ કરે છે. નર્સરીમાં એવું કશું જ નથી એવું કહે છે ને વેન્ડી દોડતી નર્સરીમાં જાય છે. જ્યોર્જ એને રોકે છે પણ પીટર શાંતિથી એને કહે છે, 'એ જોઈને આપણને કહેશે.' જરાવારમાં પાછી આવેલી વેન્ડી કહે છે: 'ત્યાં આફ્રિકા કે એવું કશું નથી.' જ્યોર્જ તરત જ કહે છે : 'ચાલો આપણે જોઈ લઈએ કારણ કે અમે આજે અમારી નજરે જોયું છે.'

બધાં નર્સરીમાં ગયાં. પણ ત્યાં તો લીલાછમ જંગલમાં રૂપકડી નદી વહેતી હતી, પરીઓ મીઠા અવાજે ગીતો ગાતી હતી. મા-બાપે આ દૃશ્ય જોયું ને બંને સમજી ગયાં કે દીકરીએ બધું બદલી નાખ્યું છે. બાળકોને સૂવા જવાનો આદેશ આપીને જ્યોર્જ નર્સરીમાં થોડે દૂર સુધી ચાલ્યો. એનું જૂનું પાકિટ ચવાયેલી હાલતમાં ત્યાં પડ્યું હતું, ઘાસ પર સિંહની વાસ હતી અને બાજુમાં લોહીના ડાઘા પડ્યા હતા. એણે નર્સરીનું બારણું બંધ કર્યું અને મજબૂત તાળું માર્યું.

અર્ધી રાત વીતવા છતાં બંને પતિ-પત્ની જાગતાં પડ્યાં હતાં. એમનું ઘર પણ આજે એમને ઊંઘાડી નો'તું શકતું. પત્નીએ ધીરેથી પૂછ્યું, 'તને લાગે છે કે વેન્ડીએ સેટિંગ બદલી નાખ્યું?'

જ્યોર્જે કહ્યું, 'બિલકુલ, પણ એણે એવું શું કામ કર્યું એ નથી સમજાતું. પણ બાળકો માટે આવું ઘર અને નર્સરી ખરીદવા બદલ મને અફસોસ થાય છે આજે.' પત્ની ફરિયાદ કરે છે: 'બાળકોએ જ્યારે જે માગ્યું તે આપણે આપ્યું છે. એનો આવો બદલો? આપણાથી જ છુપાવવાનું? આટલી હદે મનસ્વી થવાનું?' જ્યોર્જ કહે છે: 'કોઈએ કહ્યું છે ને કે બાળકો ગાલીચા જેવાં છે. ક્યારેક એમનાં પર ચાલવું જોઈએ. આપણાં બાળકો બગડી ચૂક્યાં છે અને માબાપ તરીકે આપણે નકામાં પુરવાર થયાં છીએ...'

'થોડાક મહિના પહેલાં તે રોકેટ લઈને, ન્યૂયોર્ક જવાની એમને ના કહી ત્યારથી તેઓ વિચિત્ર રીતે વર્તે છે.' પત્ની કહે છે.

'આવતી કાલે આપણે સાઈકીઆટ્રિસ્ટને બોલાવીને જરાક આફ્રિકા પર નજર નખાવી જ દઈએ.' પતિની એવી વાતના જવાબમાં પત્ની કહે છે, 'પણ હવે ત્યાં આફ્રિકાનું જંગલ ક્યાં છે? ત્યાં તો રૂપાળું જંગલ છે ને

પરી છે...'

'મને લાગે છે કે કાલે સવારે ત્યાં આફ્રિકાનું જંગલ હશે' જ્યોર્જ કહે છે. થોડીવાર પછી એમને કોઈની ચીસો સંભળાઈ અને પછી સિંહની ગર્જનાઓ. બંને બાળકો પોતાના ઓરડામાં ન હતાં. મા-બાપ ફફડતાં હૈયે પથારીમાં પડી રહ્યાં. ચીસો એમને પરિચિત લાગતી હતી. રાતની હવામાં સિંહની ગંધ ફરી વળી હતી.

બીજી સવારે પીટરે જ્યોર્જની સામે જોયા વગર જ પૂછ્યું, 'તમે નર્સરીને તાળું મારવાનો વિચાર તો નહીં જ કરતા હો? કે કરો છો?'

જ્યોર્જ કહે છે, 'તમારે બંનેનું વર્તન સારું હશે અને તમે જો આફ્રિકાને બદલે બીજું કશું રાખશો તો તાળું નહીં મારું.'

'પણ અમને અમારી મરજી પ્રમાણે રમવાની સ્વતંત્રતા નથી? આફ્રિકામાં ખોટું શું છે ડેડ?' પીટરે દલીલ કરી.

'એટલે તું કબૂલે છે ને કે તારી ઇચ્છાશક્તિથી તેં આફ્રિકાને પ્રત્યક્ષ ખડું કરેલું. કરેલુંને?'

જવાબ આપવાને બદલે પીટર ટાઢાબોળ અવાજે કહે છેઃ 'નર્સરી બંધ રહે એવું હું નથી ઇચ્છતો.'

પણ જ્યોર્જ કહી બેસે છેઃ 'હકીકતે એકાદ મહિના માટે અમે આખા ઘરને બંધ કરવા વિચારીએ છીએ. આપણે ફરીથી એકમેક માટે જીવતા હતા એવી જિંદગી માણીએ.'

'એટલે?' પીટર બરાડે છે. 'એટલે જોડાની વાધરી મારે જાતે બાંધવી પડશે? મારા દાંત જાતે ઘસવા પડશે? જાતે નહાવું પડશે? હું આવું કશું જ કરવાનો નથી. તમે ઘરને બંધ કરવા ન વિચારો. તમારા માટે એજ સારું છે ડેડ.' પીટરે ધમકીભર્યા અવાજે કહ્યું.

બીજા દિવસે સાઈકીઆટ્રિસ્ટ ડેવિડ મેકલિન આવે છે. જ્યોર્જ એને નર્સરી બતાવે છે. સિંહ કશુંક ચાવતા હતા. ડેવિડ કહે છે, 'અહીં કશુંક અતિશય ભયાનક થવાનું છે. તમે આ નર્સરી બંધ કરીને તમારાં બાળકોને રોજ સારવાર માટે મારે ત્યાં લાવો. તમારાં બાળકો માટે નર્સરી જ મા-બાપ સર્વસ્વ બની ગઈ છે. તમે નર્સરી બંધ કરવા ધમકી આપી એટલે એ તમારા પર ચિડાય એમાં નવાઈ નથી. સગવડો માટે ઊભી કરેલી માયાજાળ જ હવે તમારી દુશ્મન થઈ છે. બધું બંધ કરીને નવેસરથી જિંદગી શરૂ કરો. બધાં કામ જાતે જ કરો. અઘરું લાગશે પણ બીજો કોઈ રસ્તો જ નથી.'

ઘાસમાં પત્નીનો લોહિયાળ સ્કાર્ફ જોઈને ભડકેલા જ્યોર્જ દોડીને નર્સરીને નાશ કરનારી ચાંપ દબાવી. પણ બેઉ બાળકો રડવા, ચીસો પાડવા લાગ્યાં. પગ પછાડીને ચીજ-વસ્તુઓના ઘા કરવા લાગ્યાં. 'તમે અમારી નર્સરી બંધ કરી જ કેમ?' એવું કહીને આળોટવા લાગ્યાં. થાકી, કંટાળીને પત્ની પતિને મનાવે છે.

'આટલો ક્રૂર ન થા. થોડીવાર માટે એમને નર્સરી ચાલુ કરી દે.' જ્યોર્જ ના પાડે છે. એ કહે છે 'હું ઘરને પણ બંધ કરી રહ્યો છું.' પીટર રડતાં પડતાં બૂમ પાડે છે, 'હું તમને ધિક્કારું છું. તમે મરી જાવ તો સારું...'

લાંબા રાગડે રડતાં રડતાં બંને એક જ વાત પર અડી જાય છે, 'બસ એક પળ માટે, જરાકવાર માટે નર્સરી ચાલુ કરી આપો...'

પત્ની પતિને સમજાવે છે, 'જ્યોર્જ, એકાદ પળમાં શું નુકસાન થઈ જવાનું? જરાકવાર ચાલુ કરી આપને!'

બાળકોના એકધારા ધમપછાડા ને રડવાથી ત્રસ્ત જ્યોર્જ કહે છે, 'ઓકે, જો તેઓ ચૂપ થવાનાં હોય તો હું ચાલુ કરી આપું છું... પણ યાદ રહે, થોડીકવાર ચાલુ કરીશ ને પછી કાયમ માટે બંધ...' હમણાં અર્ધા કલાકમાં ડેવિલ મેકલિન આવશે એટલે આપણે સૌ અહીંથી નીકળી જવાનાં...' જ્યોર્જ આટલું બોલીને તૈયાર થવા જાય છે. હસતાં કૂદતાં બાળકોને નર્સરી ચાલુ કરી આપીને પત્ની પણ પતિ પાસે પાછી આવે છે. બંને આવું ઘર લેવા બદલ પસ્તાઈ રહ્યાં છે. એ જ પળે નીચેથી બૂમ સંભળાય છે, 'ડેડી, મમ્મી જલદી આવો, જલદી અહીં આવો...' બંને દોડીને નર્સરીમાં ગયાં ને બાળકોએ નર્સરીનાં બારણાં બંધ કરી દીધાં... બહુ વિનવ્યાં છતાં ધરાર ન ખોલ્યાં. હવે? એમની ત્રણેય બાજુ સિંહ હતા. બંને ચીસ પાડી ઊઠ્યાં. થોડીવાર પછી આવેલા ડેવિડ મેકલિનની પણ એ જ ગતિ થઈ.

નિશાળમાં હતી ત્યારે વિજ્ઞાનના ફાયદા-ગેરફાયદા વિશે બહુ નિબંધો લખેલા. પણ 'The veldt' વાંચીને હું અવાચક થઈ ગયેલી. નવરું મન શેતાનનું કારખાનું એ કહેવત અહીં બાળકો માટે સાચી ઠરી. બાળકોને નર્સરી માટે મા-બાપ પણ આડખીલી લાગે છે. મા-બાપ ન હોય તો? એની ઇચ્છા એમના મનમાં ઊઠે છે. પીટરે તો જ્યોર્જને કહ્યું પણ ખરું કે 'તમે મરી જાવ તો સારું.' નર્સરી બાળકોની ઇચ્છા પ્રમાણે જ વર્તે છે. અહીં ફ્રોઈડની 'Death wish' વાળી વાત પણ આવે. અહીં અતિશયોક્તિ છે પણ આપણે દસ વર્ષ પહેલાં ટીવી બંધ કરી દેતાં અને અત્યારે મોબાઈલ લઈ લેતાં મા-બાપ સામે દાંતિયાં કરતાં બાળકો જોયાં જ છે. કદાચ એ પ્રાથમિક તબક્કો છે. ❑❑❑

એ સુંદરના મહાન રૂપને સહેજ દૃષ્ટિએ જોઈ શકું, એવી પ્રાર્થના મારા મનમાં સંધ્યાનું આકાશ જોઈને જાગતી હતી. જગતમાં સુંદરને પોતાની ભોગવૃત્તિ દ્વારા અસત્ય અને ક્ષુદ્ર ન બનાવી દેતાં, ભક્તિવૃત્તિ દ્વારા સત્ય અને મહાન રૂપે જાણવા પામીએ. અર્થાત્, નિરંતર તેને પોતાનું બનાવી લેવાની વ્યર્થ વાસના છોડી દઈ ને પોતાને જ તેની આગળ અર્પી દેવાની ઇચ્છા આપણા મનમાં સ્વાભાવિક બની જાઓ. **- રવીન્દ્રનાથ ટાગોર**

[પૃ. ૪૮થી ચાલુ]
અનુભવ છે એ તમને સાથ આપશે'. પછી અચાનક બે-પાંચ લાંબી કવિતાઓ લખાઈ. પણ અંદરથી મારી જાત મને ખોંખારો ખાઈને નહોતી કહેતી કે આ કવિતાને પ્રગટ કરાય. અત્યારે તો બધું હાથવગું થઈ ગયું છે એટલે કાલુંઘેલું પણ તમે બહાર પાડી શકો. તમારી અંદર જો વિવેચક પડ્યો હોય તો એ તમને રોકે કે હજુ ઘડો કાચો છે, એને પાકવા દો. મારા મિત્રો, નિખિલ ભટ્ટ, અનામિક શાહ, બળવંત જાની, ઉષાબહેન ઉપાધ્યાય એ બધાંને હું મારી કવિતા વંચાવતો. એક વખત ભોળાભાઈ રાજકોટ આવેલા, એમને મેં મારી કવિતાઓ બતાવી તો એ બહુ ખુશ થયા અને એમણે એ માગી અને ભગત સાહેબને 'સાહિત્ય' ત્રિમાસિક માટે મોકલી. એમાંથી બે લાંબી કવિતા ૧૯૭૯માં ભગતસાહેબે છાપી. પછી 'કવિલોક'માં અને 'પરબ'માં ઘણી કવિતાઓ પ્રગટ થઈ. ત્યાર બાદ કવિલોક ટ્રસ્ટે મારો પ્રથમ કાવ્યસંગ્રહ 'જળની આંખે' પ્રગટ કર્યો, જેમાં મારી સાત લાંબી કવિતાઓ છે. મારી કવિતા પહેલેથી જ પ્રમાણમાં બિનઅંગત રહી છે. હું લિરિકનો માણસ નથી એટલે ગીત મને અનુકૂળ ન આવે. પણ મારી કવિતામાં આસપાસનો પરિવેશ, સંસ્કૃતિ, પ્રકૃતિ એ બધું આવે.

*પ્રશ્નઃ તમે લખ્યું છે કે કવિતા સાથે તમારો સંબંધ પ્રણય-કલહનો રહ્યો છે. તમારા આ સંબંધની વિસ્તારથી વાત કરશો?*

એક વખત ભોળાભાઈએ કહેલું કે કોઈપણ કલા એ પ્રેયસી છે અને જિંદગીભર એ પ્રેયસી જ રહેવાની છે. એ તમારું ગમે તે સહન કરીને તમારું ઘર સાચવીને પત્નીની જેમ બેસી નહીં રહે. તમારે એને મનાવવી પડે, એની સાથે રહેવું પડે, તો એ તમારી થઈને તમારી સાથે રહે. એને ટેકન ફોર ગ્રાન્ટેડ તો મનાય જ નહીં. તો જ એ તમને વરે, નહીં તો એ બીજા વધારે સારા ઉમેદવાર પાસે જતી રહે. એટલે એવું કે આપણું ધાર્યું કશું ન થાય. આપણે ધારીએ કે આ વિષય પર કવિતા લખવી છે પણ એ લખાશે કે કેમ એની ખાતરી નથી હોતી. એ રીતે પ્રણય અને કલહ. એ તમને ગમે પણ છે, એ તમારી સાથે ઝઘડા પણ કરે છે. એ મીઠો ઝઘડો હોય છે. ક્યારેક એ તમને કહે કે 'બેઠો શું રહ્યો છે, ઊભો થા, કંઈક લખને!' જેમ સંગીતનો રિયાજ છે તેમ લેખનનો પણ એક રિયાજ છે. એ સંદર્ભમાં અને અંતે તો કવિતા એ માનુની છે એ સંદર્ભમાં હું કહું છું કે મારો કવિતા સાથેનો સંબંધ પ્રણય-કલહનો છે.

*પ્રશ્નઃ તમારા કાવ્યસર્જનની યાત્રા દીર્ઘકાવ્યથી લઈને લઘુકાવ્ય સુધીની રહી છે. હાઈકુ પર પણ તમે કામ કર્યું છે. તમે પોતે તમારાં કાવ્યસર્જનના ત્રણ*

*તબક્કા હોવાનું કહો છો.*

આમ તો કોઈપણ કલામાં તમે વર્ધમાન રહો, તમે હવે શું લઈને આવશો એની તમને કે બીજાને ખબર ન હોય એમાં મજા છે. તમે એ ને એ રટમાં પડ્યા રહો એનો કોઈ અર્થ નથી. પોતાનું સર્જન વિકસતું રહે એવી ઇચ્છા બધાને હોય, આપણી એ ઇચ્છા પૂરી થાય જ એવું પણ નથી. મારા શરૂઆતનાં સર્જનોની જે ભાષા હતી એ તત્સમ પ્રચૂર હતી. એ કવિતાઓમાં હું ક્યાંય નહોતો, હતી માનવચેતના અને માનવના પ્રશ્નો. એ સમયે 'અશ્વત્થામા' જેવી કવિતાઓ પણ લખાઈ. જે કવિઓ અને નાટ્યકારોએ અશ્વત્થામા વિષે લખ્યું છે એમાં અને મહાભારતના અશ્વત્થામાના પાત્રમાં એ જગ્યા હતી કે તમે એને એમાંથી બહાર કાઢી શકો. મારી એ કવિતા લખાઈ એ સમયમાં, ૧૯૭૯-૮૦ના ગાળામાં, માનવજાતના ઇતિહાસમાં જે ઘટનાઓ ઘટી, જે પ્રકારનાં મૃત્યુ આવે છે એ અશ્વત્થામાએ જોયાં, એનાથી અશ્વત્થામાની અંગત લાગણીને માનવજાતિના પ્રશ્નો સાથે મેં જોડી આપી. પછી ધીમેધીમે મારી ભાષા બદલાઈ, વિષયો પણ બદલાયા. મેં સ્થળ વિષયક કવિતાઓ પણ લખી- વારાણસી પર લખી, વિજયનગરનાં ખંડેરો ઉપર, માચુ-પિચુ હું નથી ગયો છતાં એના પર પણ કવિતા લખાઈ. એ કાવ્યની છેલ્લી પંક્તિમાં જ વાચકને ખબર પડે છે કે કવિ તો ત્યાં ગયા જ નથી. એના પતનથી વ્યથિત થયેલા કવિ આ લખે છે અને કવિ તો ખુરશીમાં બેઠા છે, આથમતા સૂર્યને જુએ છે અને એમની આંખમાં શુક્રના તારાનું તેજ ચમકી રહ્યું છે. એ ઉપરાંત મેં જે પાત્રની કવિતા લખી એમાં કર્ણના પાત્ર પર એક કવિતા લખાઈ જે સુરેશ જોશીએ 'એતદ્'માં મારી પહેલી અને છેલ્લી કવિતા, એમના તંત્રીપદ નીચે છાપી. એ ઉપરાંત કૃષ્ણ વિષે લખ્યું, મારી મા વિષે લખ્યું, દાદા વિષે લખ્યું. પણ વધારે મહત્ત્વની છે એ વિષયલક્ષી કવિતાઓ. સંઘર્ષ, વિદ્રોહ એ પણ કવિતાનું એક પાસું છે. એવી પણ કેટલીક કવિતાઓ રચાઈ છે. એક કવિતા ડી.એન.એ. - જીન્સ ઉપર છે, જેમાં મેં એને ઉદ્દેશીને લખ્યું છે. મારાં લઘુકાવ્યોની વાત કરું તો કવિ હાલે એકત્રિત કરેલી 'હાલ સપ્તશતી'માંની પ્રાકૃત ગાથાઓના અનુવાદ મેં વાંચ્યા. ભાયાણીસાહેબે ગાથામાધુરી બહાર પડેલી. પછી જાપાનના ગ્રેટ માસ્ટર્સનાં થોડાં હાઈકુ મેં વાંચ્યાં અને એમાં જે લાઘવ, જે તાજગી અને જે તિર્યકતા છે એ મને ગમી ગયાં. એટલે મેં હાઈકુનો અભ્યાસ કર્યો અને પછી અનુવાદો કર્યા. એ અનુવાદો મેં ૫-૭-૫ ના નથી કર્યા, કારણકે એવું તમે કરો તો એમાં માળખું આવે પણ એનો જીવ ન આવે. એટલે એનો મેં મુક્તાનુવાદ કર્યો. અને પછી ભાયાણીસાહેબે એને અનુમોદન આપ્યું.

પછી આર.આર શેઠે એ પુસ્તકરૂપે પ્રગટ પણ કર્યાં.

*પ્રશ્ન: અત્યારે આપણી દુનિયા મહામારીના મહિષાસુરથી ગ્રસ્ત છે. તમે હમણાં આ મહામારીને અનુલક્ષીને 'ચેત મછંદર ગોરખ આયા' કાવ્ય લખ્યું. આમાં તમારું જીવનદર્શન છે, એમાં એક વૈજ્ઞાનિક કવિતાને મળવા જાય છે.*

દર્શન શબ્દ તો બહુ મોટો છે, આપણે એ શબ્દ ન વાપરીએ એ જ સારું છે. ચિંતન શબ્દ પણ ઘણો ઊંચો છે, આપણે એ શબ્દને ઘણો વેડફ્યો છે, પણ એ મારી જોવાની દૃષ્ટિ છે કે આ એક અતિ સૂક્ષ્મ જીવ, એણે દુનિયાને કેવી ઉપર-તળે કરી નાખી. એ એક અંગત મામલો છે, સામાજિક મામલો છે અને એક રાજકીય મામલો પણ છે. એના બીજા પણ અનેક આયામો છે. એક નાનકડો જીવ આખી માનવજાત સાથે કેવો ખેલ કરી શકે છે એ આપણે જોઈએ છીએ. પણ આપણે, એટલેકે માનવજાતે કંઈ ઓછા ખેલ નથી કર્યા. કેટલીય પશુ-પક્ષીઓની અને વનસ્પતિની જાતો તો આપણા હાથે વિલુપ્ત થઈ ગઈ છે. આપણે ઘણું પાતક કર્યું છે, આપણી મા જેવી આ પૃથ્વીના આપણે ધણી થઈ બેઠાં છીએ. એટલે આ મહામારી આપણને વિચારવા પ્રેરે છે કે આપણે ક્યાં જઈ રહ્યા છીએ.

*પ્રશ્ન: તમે નિબંધક્ષેત્રે પણ ઘણું કામ કર્યું છે. આમ જોવા જઈએ તો નિબંધ એ અત્યંત મુશ્કેલ સાહિત્યપ્રકાર છે, મુશ્કેલ એટલા માટે કે એમાં વાચકને પકડી રાખવો એ પડકાર હોય છે.*



આમ તો હમણાં મારું નિબંધનું જે પુસ્તક બહાર પડ્યું છે એમાં મેં લખ્યું છે કે હું સ્કૂલમાં હતો ત્યારે મને નિબંધ કોઈ દિવસ ગમ્યા નહોતા. અને દુર્ભાગ્યે મને કોઈ એવા શિક્ષક પણ યાદ નથી આવતા જેમણે મને એમાં રસ જગાડ્યો હોય. પણ અંદર કંઈક હશે અને ભોળાભાઈએ મારી પાસે થોડું કામ કરાવ્યું. નવલરામ કે નર્મદ વખતનો નિબંધ જુદા પ્રકારનો હતો, એમાં વિષય મહત્ત્વનો હતો. સર્જનાત્મક નિબંધની વાત કરીએ તો કાકાસાહેબ આવ્યા, સુરેશભાઈ આવ્યા, દિગીશભાઈ આવ્યા

અને એમણે અંગત અથવા સર્જનાત્મક નિબંધનો ચીલો ચાતર્યો હતો. એટલે એ મારા માટે તૈયાર હતો જ. અમદાવાદ આકાશવાણીમાં હતો ત્યારે રાજેન્દ્ર શુક્લ ત્યાં આવેલા અને એમણે એક ટકોર કરેલી કે 'તારે કલમને બે-ચાર સાહિત્યપ્રકારોમાં છુટ્ટી મૂકવી, બધા પ્રકારોમાંથી એક-બે પ્રકારમાં કલમ ઠરે તોય ઘણું, નહીં તો મારા જેવું થશે. હું કવિતા જ લખી શકું છું.' હું માનું છું કે નિબંધ એક બહુ વિચિત્ર પ્રકાર છે, આમ જુઓ તો એ તોફાની બાળક જેવો પ્રકાર છે. એટલે તમે જે ઢાંકવા પ્રયત્ન કરતા હો તેને એ ઉઘાડું પાડી શકે છે. એનું કારણ એ છે કે એ તમારી જાત સાથે જોડાયેલો છે. જો જાત સાથે વફાદાર નહીં હો, જો ચતુરાઈ કરીને કંઈક જુદું બતાવવા જશો તો એમાં તમે પકડાઈ જવાના છો. હું બનારસ જાઉં કે માચુ-પિચુ જાઉં, પણ હું જે લઈને પાછો આવું એમાં મારી સંવેદના ઉમેરાઈ છે. એટલે એ રીતે તમે ઉઘાડા પડો છો. અને એ રીતે આપણે ઘણા નિબંધકારોને ઉઘાડા પડતા પણ જોયા છે. અને એમાં વિષય વૈવિધ્યની કેટલી બધી શક્યતાઓ રહેલી છે. પછી મિત્ર બકુલ ટેલરે મને નિબંધોમાંથી અખબારની કટાર લખવા પ્રેર્યો અને અગિયાર વર્ષ પહેલાં કોલમ લખવાનું શરૂ થયું એ હજુ ચાલે છે. મારા માટે કોલમ થોડી જરૂરી છે, જેથી હું મારી આળસ ખંખેરીને મારી શક્તિનો કંઈક ઉપયોગ કરું. ડેડલાઈનને કારણે લખવું જ પડે. હું કોમ્પ્યુટર પર સીધું નથી લખી શકતો. અત્યાર સુધી મેં લગભગ ત્રણસો જેટલા વિષયો પર કોલમો લખી છે અને હજુ એ લખવાનું ચાલુ છે.

*પ્રશ્ન: નિબંધો લખાય છે તો પછી વાર્તા કે નવલકથા જેવા ગદ્યના અન્ય પ્રકારો લખવાનો વિચાર નથી આવતો?*

મારા અમુક નિબંધો એવા છે કે કોઈનામાં સૂઝ હોય તો એમાંથી નવલિકા ઉપજાવી શકે. મને તો એમ લાગે કે આ બધા વાર્તાકારો છે એમને પાત્રો કેમ કરીને સૂઝતાં હશે અને સંવાદો તેમજ ઘટનાઓ કેમ કરીને સૂઝતી હશે? એ બધાને એ લોકો કેવી રીતે પ્લોટમાં બાંધતા હશે? વાર્તાકારો ખરેખર જાદુઈ માણસો છે અને સાહિત્યના સિંહાસનના અધિકારીઓ છે. નાનાં છોકરડાંઓ વાર્તાઓ લખીને આવે ત્યારે મને એક મીઠી ઈર્ષા પણ થાય કે હું આવડો મોટો છાસઠ વર્ષનો થયો અને મને એકે વાર્તા લખતાં ન આવડી? એક જુદાજ પ્રકારની સંવેદનક્ષમતા અને સર્જનાત્મકતા હશે જે આ લખાવે છે. એવું લખવાની મને ઇચ્છા નથી એવું નથી, પણ નવલકથા એક એવું સ્વરૂપ છે જેમાં પ્રયોગશીલતાને વધુ અવકાશ છે. એટલે એવી ઇચ્છા તો છે કે આપણે જઈએ એ પહેલાં એકાદ નવલકથા તો આપણા ખાતા ઉપર બોલે, ભલેને એ જેવી હોય એવી. લોકો એને નવલકથા ગણે કે લવારા ગણે કે પછી

પ્રલાપ ગણે, જે ગણે તે.

*પ્રશ્ન: આત્મકથા લખશો?*

આપણે એવી કઈ વાડીના મૂળા કે લોકો આપણી નવલકથા વાંચીને એમાંથી પ્રેરણા લે? ઉમાશંકરભાઈની આર્કાઈવલ મુલાકાત જ્યારે નિરંજન ભગતે અમદાવાદ આકાશવાણી પર લીધેલી ત્યારે આ જ સવાલ પૂછેલો. ત્યારે ઉમાશંકરે કહેલું કે 'માણસજાતને હજુ આત્મકથા લખતાં આવડ્યું જ નથી, અને આ હું ગાંધીજીની આત્મકથા વાંચ્યા પછી કહું છું.' તમારી જાત વફાદારી તમે નિબંધોમાં લાવો છો, આમાં તો એનાથીયે વધારે જાતવફાઈ જોઈએ. અહીં તમારી જાતને તમારા વોર્ડરોબમાંથી જાતજાતનાં કપડાં પહેરીને બતાવવાની નથી. આત્મકથામાં તો તમારી જાતને તમારી પોતાની સામે અને લોકો સમક્ષ નિર્વસ્ત્ર કરવાની છે. આપણે જાતે જ્યારે આપણા એડિટર બનીએ ત્યારે આપણે અમુક બાબતો નથી જ લખવાના. એટલે એ હિંમત મારામાં નથી. અને મારા જીવનમાં ન કોઈ ચડાવ-ઉતાર આવ્યા છે, ન તો મેં કોઈ એવાં પરાક્રમ કર્યાં છે કે કોઈ યુદ્ધ કે સંઘર્ષ કર્યાં છે. જે કર્યું છે એ જાત સાથે કર્યું છે અને એનો હિસાબ તો સર્જનમાં પડ્યો છે.

*પ્રશ્ન: તમે અનુવાદનું કામ પણ કરો છો. બે જુદીજુદી સંસ્કૃતિઓની ભાષાઓમાં અનુવાદો કરવાની કેટલીક મુશ્કેલીઓ હોય છે. તમારા અનુભવો જાણવા છે.*

બે અનુવાદોનું કામ મને નેશનલ બુક ટ્રસ્ટે સોંપ્યું હતું, એમાં વિજ્ઞાનકથાઓના અનુવાદો કરવાના હતા. બીજું એક વિજ્ઞાનને લાગતું પુસ્તક હતું, એ વિષયમાં મારી ફાવટ પણ છે. એમાં તકલીફો એ હોય છે કે બાંગ્લા કે કન્નડ ભાષામાંથી અંગ્રેજીમાં મુકાઈને એ આપણી પાસે આવે છે એટલે એમાં એક ગળણું તો મુકાઈ જ ગયું છે. એક જ કુળની ભાષાઓ વચ્ચેના અનુવાદ વધુ સરળ બને. ભાષાનાં મૂળ સંસ્કૃતિમાં એટલાં બધાં હોય છે કે એમાં જુદી સંસ્કૃતિઓની ભાષામાં કામ કરવાનું આવે ત્યારે ફૂટનોટ મૂકીને કામ કરવું પડે. જે ભાષામાં અનુવાદ કરવાનો હોય એમાં તમારું પ્રભુત્વ વધુ જરૂરી છે. હાઈકુના અનુવાદો પછી હમણાં મેં જે અનુવાદ હાથ પર લીધો છે એ મેં કહ્યું એમ ચાયકોવ્સકીના પત્રોનો અનુવાદ છે. એનાથી વિશેષ મેં અનુવાદો કર્યા નથી, પણ કરવા જોઈએ.

*પ્રશ્ન: એક અંગત પ્રશ્ન, યજ્ઞેશભાઈ. સર્જન દેશ-કાળને આધીન છે એવું માનો છો? પુત્ર અમેરિકામાં સ્થિર હોવા છતાં તમે ત્યાં સ્થાયી ન થવાનું પસંદ કરો છો, એની પાછળ શું કારણ છે?*

સર્જનના કારણે ત્યાં સ્થિર નથી થયો એવું તો ન કહી શકાય. હું જ્યાં જાઉં છું ત્યાં મારા મનોવિશ્વને અને અનુભવવિશ્વને સાથે જ લઈ જાઉં છું અને ત્યાં જાઉં તો નવા અનુભવો મારી સાથે લઈને અહીં

આવું. એટલે હું તો ત્યાં પણ લખી શકું છું. મેં તો ધાર્યું પણ નહોતું કે મારે કદી પરદેશ જવાનું થાય. કોઈક જ્યોતિષે કહેલું કે તમારે એકાદ-બે વખત જવાનું થશે. પણ દીકરો અગિયાર વર્ષથી ત્યાં સ્થાયી થયો છે એ વિધાતાની કંઈક ઇચ્છા હશે. હું એને ત્યાં બાળક આવ્યું ત્યારે ગયો અને ચાર-પાંચ મહિના રહ્યો અને ત્યારે મને ત્યાં પણ એટલી જ મજા હતી. હું ડાંગના જંગલમાં બે વર્ષ રહ્યો છું અને મને એનાથી પણ નાના કસબામાં મૂકે તો હું ત્યાં પણ પ્રેમથી રહી શકું, હું અમદાવાદમાં પણ રહી શકું અને તમે મને મેનહટનમાં પણ મૂકો તો હું આખી જિંદગી ત્યાં પણ પસાર કરી શકું. હું જ્યાં જાઉં ત્યાંનો હું થઈ જાઉં, મને વતનઝુરાપો જેવું બહુ ન થાય. જ્યાં જાઉં ત્યાં હું એકડે એકથી નવું જીવન શરૂ કરું. પણ લાંબા ગાળાનો વિચાર કરીએ ત્યારે તમે બાળકો સાથે તો રહી શકો પણ એનાથી પણ વધારે ઉંમર થાય ત્યારે તમે અહીંના જે લોક છે એને માટે ભલે આપણે વલવલતાં ન હોઈએ તો પણ એક છૂપી ટીસ તો હોય. આપણી ભાષાને મિસ કરીએ, આપણી બોલીને મિસ કરીએ, અહીંની ઋતુઓને મિસ કરીએ, અહીંનાં લીમડા અને ખુલ્લી જગાઓ, આ બધું ત્યાં જઈએ ત્યારે મિસ થાય. અહીં વધુ ઘર જેવું લાગે. એટલે હું ત્યાં જતો-આવતો રહું પણ લાંબે ગાળે તો અહીં જ રહેવું સારું.

*પ્રશ્ન: તમે અનેક ક્ષેત્રોમાં કામ કર્યું છે અને ઘણાં વર્ષો કામ કર્યું છે. કાર્યક્ષેત્રોના આ વ્યાપને કારણે અનેક અનુભવો થયા હશે જેમાંથી જીવનનું એક દર્શન ઘડાયું હશે. એનું કોઈક સારતત્ત્વ આ મુલાકાતના સમાપને અમને આપશો?*

સારતત્ત્વમાં તો કેટલાક અફસોસ છે. આમ વિજ્ઞાનનો માણસ છું એટલે પુનર્જન્મમાં માનવું વગેરે મારા મનને નથી રુચતું. મૃત્યુ પછી પણ જીવન છે એ બધું મને બહુ મનમાં ઊતરતું નથી એટલે મને કંઈ આશા-ઐશ નથી મળતી. મને એવું થાય કે મેં જે ગુમાવ્યું છે એ ગુમાવ્યું જ છે. એટલે મને કેટલાક અફસોસ રહી જાય. જેમ આપણે વાત થઈ એ પ્રમાણે વાર્તા-નવલકથા ન લખી શક્યો, બીજું મને એમ થાય કે જો હું સંસ્કૃત અને બંગાળી ભાષાઓ શીખી શક્યો હોત એમાંથી ઘણું પામી શક્યો હોત. બીજો અફસોસ એ પણ છે કે મારે જેટલું વાંચવું જોઈતું હતું એટલું હું વાંચી નથી શક્યો. એમાં મારી આળસ જવાબદાર છે અને મારાં વિવિધ ક્ષેત્રોના રસ મને ક્યાંકથી ક્યાંક લઈ જાય છે એ પણ છે. બીજો અફસોસ એ છે કે ઈશ્વરે મારામાં આ સર્જકતા અથવા આ શક્તિ મૂકી છે એનો પૂરતો ઉપયોગ ન કરીને મેં એનો વિશ્વાસઘાત કર્યો છે. એ એક પ્રકારનો સાત્ત્વિક અફસોસ છે. બાકી તમારી સાથે કોઈ જાતના ભાર વગર, ખૂલીને વાત કરવાની મજા આવી એ બદલ આભાર.



# તમારી દૃષ્ટિએ

જાન્યુઆરી 21નો અંક પ્રત્યક્ષ રૂપે વાંચવા મળ્યો. અત્યાર સુધી ઓનલાઈન વાંચતા. કોરોના કાળમાં પણ 'નવનીત સમર્પણ' વાંચવા મળ્યું એ માટે આપ સૌનો આભાર.

જાન્યુઆરીના અંકમાં જયંત મેઘાણી વિશે જાણવા મળ્યું. નેશનલ પાર્કનો લેખ પાર્કની મુલાકાત લેવા મજબૂર કરતો લાગ્યો, "ટ્રેનમાં ગાંધીજી" પુસ્તકની સમીક્ષાએ પુસ્તક લેવા મન મનાવ્યું!!

વાવ વાર્તા ગમી. નવા વિષય સાથેની વાર્તા હોય લેખકને અભિનંદન. કાયમી વિભાગો તો અફલાતૂન હોયજ છે...

ફેબ્રુઆરી.. 2020નો અંક ખૂબ ગમ્યો. "ડાયેટિંગના પ્રયોગો" એ મરક મરક હસાવ્યા. તો લોક મિલાપની વિદાયે પુસ્તક યુગ આથમી ગયોની લાગણી થઈ. અરધી સદીની વાંચનયાત્રાના 4 ભાગ 75 રૂપિયાની કિંમતવાળા, આજે પણ મારા ઘરની શોભા વધારે છે!!!

મારા મિત્રો અને પરિચિતો 'નવનીત સમર્પણ' વાંચે તે માટે હું મારા મોબાઈલના સ્ટેટ્સમાં 'નવનીત સમર્પણ'નું મુખપૃષ્ઠ રાખીને 'નવનીત સમર્પણ' વાંચવાની ભલામણ કરીને ખિસકોલી કર્મ બજાવ્યાનો આનંદ લઉં છું... સૌને શુભેચ્છાઓ.

**જામનગર - નૌશાદ ઉકાણી**

* * *

આદરણીય લેખિકા શ્રી ધીરુબહેન પટેલ લિખિત 'આગંતુક'નો ઉત્તરાર્ધ ઑક્ટોબર 2020થી શરૂ થયો અને સાથે જ શરૂ થઈ મહાત્મા ઈશાન સાથેની અંતઃયાત્રા. નિર્વિકાર, નિઃસ્પૃહ મન, વહેતી નદી જેવું સ્વાભાવિક જીવન, વૃંદાવનમાં બાંકે બિહારીનો સાક્ષાત્કાર અને હિમાલયની અવનવી અનુભૂતિઓ ચેતનાના તારને ઝંકૃત કરી ગઈ. સંકલ્પ વિકલ્પોનો ત્યાગ કરીને ઈશ્વરેચ્છાને અધીન જીવન વ્યતીત કરવું એ જ બ્રહ્માનુભૂતિનું પ્રથમ ચરણ. સાથે ફેબ્રુઆરીના અંકના લેખના મથાળે હિમાલયના મચ્છપૂછરે શિખરની સુંદર તસવીર. હિમાલય અને અધ્યાત્મની જુગલબંધી. લેખિકાની આધ્યાત્મિક સજ્જતાને વંદન.

સાથે વિધિની વક્રતાની વાત કરીએ. જાન્યુઆરીના અંકમાં નૃત્યજગતના વિરલ વ્યક્તિત્વ શ્રી સુનીલ કોઠારીના લેખ- ભારતના મૉડર્ન ડાન્સના અગ્રણી આસ્તાદ દેબુ - ની શરૂઆતમાં સંપાદકશ્રીની નોંધ મૂકાય છે કે ટૂંકી માંદગી બાદ દસમી ડિસેમ્બર, 2020ના વહેલી સવારે આસ્તાદ દેબુ આ ફાની દુનિયાને અલવિદા કરી ગયા છે. આ લેખ એ પહેલાં લખાયેલો છે. જાન્યુઆરીનો અંક વાંચકો સુધી પહોંચે એ પહેલાં જ લેખક શ્રી સુનીલભાઈ 27/12/2020એ કોરોનાને વશ થઈને અનંતયાત્રાએ પ્રયાણ કરે છે. શ્રી સુનીલભાઈની ખોટ હંમેશાં સાલશે.

**જૂનાગઢ - ડૉ. ભાર્ગવી દોશી**

નવનીત સમર્પણ- ફેબ્રુઆરીના અંકમાં ચંદ્રકાન્ત ટોપીવાળાની રસોઈઘર સપ્તક નામનું કાવ્ય વાંચીને રસોઈઘરના સાણસી, વેલણ જેવી સામગ્રીની લાક્ષણિકતાઓના જીવંત નિરૂપણ દ્વારા દિલ બાગ બાગ થઈ ગયું.  આ જ વિષયને લઈને જુદી રીતે લખાયેલી શ્રી ધીરુબેન પટેલની કીચન પોએમ્સ યાદ આવી.

શ્રી અરવિંદ ભંડારીએ કંઈક અનોખી લહેરમાં ઘર ને એની સામગ્રી વિશે લખેલી કવિતાઓ - જે અપ્રકાશિત રહી છે- પણ યાદ આવી ગઈ.

અહીં કવિ સાણસીની પકડની વાત કરે છે. ને વેલણના અપલક્ષણ સાથે એ એવું તો સરસ સંવાદી વર્તુળ રચે છે જેમાં કવિને પૃથ્વીનું સંગીત સંભળાય છે. એ રીતે યોગ્ય સમયે ઉથલાવી દેવાની કલાવાળો તવેથો, છીણે છીણે નવતા ધારણ કરતી છીણી, બધું સમરસ બનાવતી વલોણી, કંઈક વધુ જોઈએની પ્રકૃતિ ધરાવતા માનવસ્વભાવને અવાજ, ગંધ ને સ્વાદ દ્વારા એ અપેક્ષા સંતોષતું વઘારિયુંને બદલે વઘારિયુંથી ઓળખાતું વઘારિયું છીંક દ્વારા થતી વધામણી આપે છે તે ને અંતે સપ્તકનો શિરમોર મન મોહી લેતો ઝારો એના સંયમી સ્વભાવને કારણે હેમખેમ રહેતો ને હેમખેમ રાખતો વાચકના દિલને સ્પર્શી જાય છે. વાંચવા જેવું કાવ્ય બહુ ગમ્યું.

**- રસીલા કડીઆ**

* * *

ફેબ્રુઆરીનો અંક વહેલો જ મળી ગયો. તેની ખુશી! હજુ આખો અંક વંચાયો નથી. પણ વર્ષાબહેનના ઇન્ટરવ્યુ વિશે જાણી તરત જ તે વાંચ્યો. વર્ષાબહેનની આત્મકથા હાથમાં આવે તે પહેલાં તેમની લઘુજીવનકથા વાંચી. ખરેખર! એક સર્જક તરીકેની તેમની જાગરૂકતા અને નિષ્ઠાને વંદન! નવતર સર્જકો માટે પ્રેરણાસ્રોત રૂપ બને તેવો આ ઇન્ટરવ્યુ છે. એક સર્જકે કેટલી જહેમત અને તિતિક્ષા રાખવી પડતી હોય છે. જોકે આજના પ્રસિદ્ધિના મોહમાં ગ્રસ્ત એવા કેટલા કલમનવેશો આટલી જહેમત ઉઠાવવા તૈયાર થશે? અગણિત સંઘર્ષોને માત આપી આટલું વિપુલ સર્જન કરી લોકપ્રિયતા હાંસલ કરી હોવા છતાં ધરતી પર પગ ટેકવી રાખવા જેટલી નમ્રતા પણ દાખવવી તેમાં પણ તેમની ગરિમા સિદ્ધ થાય છે. નવલસૃષ્ટિ સર્જવા માટે, તેનાં પાત્રોને યથાતથ રજૂ કરવા માટે તેમણે જે પરિશ્રમ ઉઠાવ્યો, તે પણ જાણ્યા પછી નતમસ્તક થવાય.

શરીફાબહેનને પણ ધન્યવાદ! તેમણે સૂક્ષ્મ અને યથાતથ પ્રશ્નો વિશે વધુમાં વધુ તેમની પાસેથી જાણવા મળે તે રીતે પોતે પ્રશ્નકર્તા તરીકે સંયમ જાળવી સર્જકની ઓળખ વાક્યને પૂર્ણતયા મળે તેની જાગરૂકતા રાખી.

સંપૂર્ણ સામયિક જ હંમેશાં માતબર વાચન પૂરું પાડી 'નવનીત' નામ સાર્થક કરે છે. છતાં આરંભમાં 'રસોઈઘર સપ્તક' એક અનોખો જ વિષયચિંતન પણ પીરસે

છે. ધીરુબહેન પટેલની 'આગંતુક'નો અંત સુખદ રહ્યો. 'એક સાઈકિએટ્રિસ્ટની ડાયરી'માં પ્રસ્તુત સૂચન 'ખરેખર તો ટાટા હોસ્પિટલ જેવા મોટા રુગ્ણાલયમાં સાઈકિએટ્રીનો વિભાગ હોવો જરૂરી' - વાળું સૂચન આવકાર્ય છે. 'સુગંધનું સરનામું'-માં અંતિમ વાક્ય રાતનું મૌન અને ચાંદનીનો ઉન્માદ-લટકચાંદનીનો અર્થ સાર્થક કરે- સ્વીકાર્ય! 'કેમ સખી ચીંધવો પવનને'-માં હંમેશાં અનિલભાઈની નિખાલસતા સ્પર્શ્યા વગર રહેતી નથી. તેમણે લખ્યું - ''વાકધેનુની ઉપાસના ભારતીય દર્શનનું સર્વોચ્ચ શિખર છે'' - અદ્‌ભુત! તો અન્ય સ્થળે કહ્યું - ''આધ્યાત્મિક સમજદારી વિના ગાયની સેવા કરવી અને ગાયના નામે ચરી ખાવું એમાં અજ્ઞાનતા છે'' - કેવું માર્મિક છતાં વાસ્તવદર્શન! કવિ રમેશ પારેખના સન્માનમાં ''રૂપિયો મોટો કે કવિ?'' - પ્રશ્ને વાચકના ચિત્તને હચમચાવી નાખ્યું. આત્મસન્માનના ભોગે કંઈ જ ન કરવું એવા સિદ્ધાંતને વરેલા અનિલભાઈ જ આવું નિઃસંકોચ કહી શકે- ''પૈસાનું આયુષ્ય ટૂંકું હોય છે, એનો મહિમા ન હોય. કવિનું આયુષ્ય એના મૃત્યુ પછી પણ જીવતું હોય છે. એનો જ મહિમા હોય.'' અરવિંદ બારોટ દ્વારા વેરની વસૂલાત રૂપે રજૂ થયેલ ''ગોડી નદી'' પણ વાચનક્ષમ રચના નીવડી.

**- નિરંજના જોશી**

* * *

ફેબ્રુઆરીનો અંક મળ્યો. બધા જ અંકોની જેમ સુવાંગ સુંદર! વિશેષ તો, અંક હાથમાં આવ્યો ને તરત જ શરીફાબહેને લીધેલો સન્માનીય વર્ષાબહેન અડાલજાનો સ- રસસભર ઇન્ટરવ્યુ વાચ્યો.

વર્ષાબહેનને આમ તો ઘણી વાર સાંભળ્યાં છે. પરિષદના સુરતમાં થયેલા અધિવેશનમાં, GLFમાં, છેલ્લે પાલનપુરના જ્ઞાનસત્રમાં. પણ ઇન્ટરવ્યુ વાંચ્યા પછી તેમની સાથે ફોન કરવાની લાલચ હું રોકી ન શકી - મારો રાજીપો વ્યક્ત કરવા સ્તો!

એક સર્જક તરીકેની નિસ્બત એમની વાતોમાંથી છલકાતી હતી. ખૂબ પોંખાયેલી તેમની નવલકથા ‘ક્રોસરોડ’ વિશે વાત કરતાં વર્ષાબહેને કહ્યું ‘મારે આ સ્થળોની હવામાંથી શ્વાસ લેવો હતો. એનાં મૂળ પાત્રો સાથે મારાં પાત્રોને integrate કરવાં હતાં એટલે જ હું અમૃતસર- જલિયાંવાલા બાગમાં અને કલકત્તાની ગલીઓમાં ફરી આવી, એ વાત મને ખૂબ સ્પર્શી ગઈ. વર્ષાબહેને એમની જીવન-કિતાબ ખોલી આપી છે આ ઇન્ટરવ્યુમાં. રંગભૂમિ પ્રત્યેનો અનહદ લગાવ, રંગભૂમિથી શરૂ થયેલી સાહિત્યસર્જન તરફની યાત્રા, ‘પાંચ અને એક પાંચ’ થી લઈને વેબ સિરીઝની ઓરબીટ સુધીનો વ્યાપ - શું લખું ને શું ન લખું? પ્રેમાળ પતિ મહેન્દ્રભાઈના શબ્દો તો મારા મનોભાવમાં અંકિત થઈ ગયા છે; ‘તું એલિઝાબેથ અને હું પ્રિન્સ

ફિલીપ..... તારી પાછળ પાછળ' કેટલું મધુર દામ્પત્ય!

ફોટોગ્રાફ્સ જોવાની મઝા પણ અલગ છે. - બાળપણની વર્ષા, કિશોરવયની મુગ્ધ વર્ષા, નાટકનું પાત્ર ભજવતાં વર્ષાબહેન, માતા-પિતાની છાયામાં વર્ષાબહેન, પતિ મહેન્દ્રભાઈ સાથે વર્ષાબહેન, ઘરની બારી પાસે ખુલ્લી હવામાં શ્વાસ લેતાં વર્ષાબહેન અને એમનાં સમગ્ર સાહિત્યના સહવાસમાં વર્ષાબહેનને વિવિધ રૂપે જોવાનો આનંદ. છેલ્લે વર્ષાબહેન, ઇન્ટરવ્યુ દ્વારા તમારા સુધી પહોંચી શક્યા.

**અમદાવાદ** **- રેખા ઉદયન**

* * *

ફેબ્રુઆરીએ ૨૦૨૧ના અંકમાં શ્રી ઝીણારામભાઈ દાણીધારિયા લિખિત 'શ્રી દક્ષિણામૂર્તિ બાળમંદિર એક ઝાંખી' લેખ ઘણો રસપ્રદ અને માહિતીસભર છે. દક્ષિણામૂર્તિ સંસ્થા અને તેના બાળમંદિરનો ઇતિહાસ સુપેરે આલેખાયો છે.

આ લેખનું વધુ મહત્ત્વનું પાસું એ છે કે લેખકે ૧૯૩૬ની સાલમાં દક્ષિણામૂર્તિ સંસ્થા બંધ થઈ અને એક દાયકા પછી ફરી શરૂ થઈ તે વિષે અને તેના અત્યાર સુધીનાં કાર્યોનું આલેખન પણ કરેલ છે. એ નોંધનીય છે કે ફક્ત બાળમંદિર વિભાગ એક ટમટમિયા જેમ ચાલુ રહ્યો અને ઝાંખી જ્યોત ફેલાવતો રહ્યો. આ જ્યોત સાવ બુઝાઈ ન ગઈ તેનું શ્રેય શ્રી હેમુભાઈ રાજ્યગોર અને શ્રીમતી જયાબેન શાહને જાય છે.

અત્યાર સુધી દક્ષિણામૂર્તિ સંસ્થા વિષે જે કાંઈ લખાયું-બોલાયું છે તેમાં તેની શરૂઆત, તેને શરૂ કરનાર મહાનુભાવો, તેનો ૨૬ વર્ષમાં થયેલ વિકાસ, આ બધી બાબતો માટે વિપુલ પ્રમાણમાં લખાયેલું છે. પરંતુ ૧૯૩૬ પછી સંસ્થા કેવી રીતે ટકી રહી અને ત્યારબાદ વિમુબેન અને નરેન્દ્રભાઈ બધેકાએ તથા તેમના સાથીદારોએ તેનો કેવો સરસ વિસ્તાર કર્યો, તેનો ઉલ્લેખ ભાગ્યે જ થયેલ છે. પહેલાં ૨૬ વર્ષ માટે સઘન માહિતી મળે છે, જે યોગ્ય જ છે. પરંતુ બાકીનાં ૭૫ વર્ષમાં સંસ્થાએ શું પ્રદાન કર્યું તેની સવિસ્તૃત નોંધ લેવામાં નથી આવી. આવી નોંધ લેવા માટે લેખક અભિનંદનના અધિકારી છે. (જો કે ૧૧ પાનાનાં લેખમાં ૧૯૩૬ પછીની ૭૫ વર્ષની વાત માત્ર ૩ પાનામાં સમાવી લેવામાં આવી છે!) જો દક્ષિણામૂર્તિ સંસ્થાનો ઇતિહાસ લખાય તો ઉપર જણાવેલ ક્ષતિનું નિવારણ થાય તેવી આશા.

વડોદરા **- નીતિન ભટ્ટ**

સુધારો : 'કાન્તની ખુરશી-23'માં પૃથ્વીસિંહ આઝાદ (સ્વામીરાવ)નાં પત્ની પ્રભાવતીબહેન સ્વ. બલવંતભાઈનાં પત્ની સરોજબહેનના બહેન નહોતાં. *હા, આમાં વિગતદોષ છે અને એ સુધારી વાંચવા વિનંતી.* બકુલ મૂ. ભટ્ટ, સાન એન્ટોનિઓ, ટેક્સાસ.



# ભ વ ન્સ - વૃ ત્ત

## હૈદરાબાદ કેન્દ્રઃ ગણિતની નવોદિત પ્રતિભા

ભવન્સ પબ્લિક સ્કૂલ (વિદ્યાશ્રમ), જ્યુબિલી હિલ્સનો ભૂતપૂર્વ વિદ્યાર્થી અને સ્ટીફન કોલેજ, ન્યૂ દિલ્હી ગણિતમાં સંશોધન કરતો ૨૦ વર્ષીય નીલકંઠ ભાનુપ્રકાશે ગણિતમાં અસાધારણ પ્રતિભા ધરાવતો હોઈ ૧૫ ઓગસ્ટ ૨૦૨૦માં આયોજિત 'માઈન્ડ સ્પોર્ટ્સ ઓલિમ્પિક્સ (MSO)માં ભારત માટે સુવર્ણચંદ્રક મેળવ્યો હતો. તેની આ ભવ્ય જીત બદલ વિશ્વભરમાં તે સૌથી ઝડપી માનવ ગણકયંત્ર' એટલે કે કોમ્પ્યુટર તરીકે ઓળખાયો છે. દર વર્ષે લંડનમાં યોજાતી માનસિક પ્રતિભા ચકાસતી આ પ્રતિષ્ઠિત ઓલમ્પિક રમતમાં ભારતની આ પ્રથમ જીત છે.

૧૩ દેશોમાંથી ૨૯ જેટલા ૫૭ વર્ષની ઉંમર સુધીના પ્રતિયોગીઓમાં ભાનુએ ૬૫ પોઈન્ટની સરસાઈ મેળવી સુવર્ણચંદ્રક જીત્યો છે. ભાનુની ત્વરાથી નિર્ણાયકો અંચબામાં પડી ગયા હતા અને તેને પુરવાર કરવા વધુ એક સ્પર્ધાનો મોકો આપ્યો. ભાનુએ એમાં પણ પોતાની યોગ્યતા પુરવાર કરી. ભાનુની પ્રતિભા માત્ર પારિતોષિક પૂરતી મર્યાદિત નથી, દેશમાં વ્યાપ્ત ગણિતના ભયને સમૂળો દૂર કરવાની એની નેમ છે. ખાસ તો




| | | |
|---|---|---|
| કાંસુ | જો સ્કુટ્ઝ | |

માનસિક ગણનયંત્ર

માનસિક ગણનયંત્ર (WC)

| | | |
|---|---|---|
| સુવર્ણ | નીલકંઠ ભાનુપ્રકાશ | |
| રજત સુવર્ણ JNR | મોહમ્મદ એલ મિર | |
| કાંસ્ય રજત JNR | અસ્મિતા પાલ આશિષ પાલ | |
| કાંસ્ય JNR | યોસરા સોલૈમની | |

**othello**

othello

| | | |
|---|---|---|
| સુવર્ણ | એલેસ્સેન્ડ્રો ડી મેટ્ટી | |

અછતગ્રસ્ત બાળકો માટે એ આશાનું એક કિરણ બનવા માગે છે. આ ધ્યેયને પામવા અને સરકારી શાળાના વિદ્યાર્થીઓના ગણિતના ભયથી ભણવાનું છોડી ન દે એ માટે ભાનુએ Exploring Infinities સંસ્થાની સ્થાપના કરી છે. આ સંસ્થા ગણિતના અભ્યાસક્રમ અંગે સરકારના નેજા હેઠળ કાર્યશાળાઓ હાથ ધરે છે. ગણિતની એવી પ્રયોગશાળા ઊભી કરવાનું ભાનુનું સ્વપ્ન છે જેના દ્વારા લાખો વિદ્યાર્થીઓને ગણિત અને બીજગણિતના પ્રેમમાં પાડી શકાય. ભાનુની ઇચ્છા ગણિતને ભારતમાં મનોરમત તરીકે પ્રખ્યાત કરવાની અને મગજની કસરત કરવા પ્રોત્સાહિત કરવાની છે. તે ઇચ્છે છે કે આવનારા દિવસોમાં વધુ ભારતીયો આ સન્માન જીતે. ભવન પરિવાર ભાનુની ઇચ્છા ફળે અને તેનું ભવિષ્ય સફળ થાય તેવી શુભેચ્છા સેવે છે.



પ્રા. સુદેશ કુમાર શર્મા

ભવન્સ મુંબાદેવી આદર્શ સંસ્કૃત મહાવિદ્યાલય અને નવી દિલ્હીની મુખ્ય સંસ્કૃત મહાવિદ્યાલયે ૨૫ ડિસેમ્બર ૨૦૨૦ના ગીતા જયંતીની ઉજવણી ઓનલાઈન આયોજિત કરી હતી. કાર્યક્રમના આરંભે અમિતકુમાર ઝાએ પ્રાર્થના કરી હતી. સહાયક વ્યાકરણાચાર્ય ડો. સત્યરાજ રેગમીએ વૈદિક મંત્રોનું ગાન કર્યું હતું અને કાર્યક્રમનું સંચાલન કર્યું હતું.

હિન્દીના સહાયક આચાર્ય ડો. મનોજકુમાર દૂબેએ ગીતા જયંતીના મહત્ત્વની વાત કરી હતી. અદ્વૈત-વેદાંતના સહાયક આચાર્ય ડો. સંજિબ સરકારે સાધકને પોતાની આધ્યાત્મિક પ્રગતિમાં ગીતા કેવી રીતે સહાય કરે છે તે જણાવ્યું. અંગ્રેજીનાં સહાયક પ્રાધ્યાપિકા કુમારી ફોરમ જોષીએ ગીતાના મૂળભૂત શિક્ષણ અને આધુનિક સમયમાં એની સુસંગતતા પર પ્રકાશ પાડ્યો હતો.

કેન્દ્રીય સંસ્કૃત વિશ્વવિદ્યાલય (જયપુર પરિસર)ના શિક્ષણ વિભાગાધ્યક્ષ પ્રા. સુદેશ કુમાર શર્મા કાર્યક્રમના મુખ્ય અતિથિ હતા. તેમણે ગીતાની ગરિમા અને સિદ્ધાંતોને જીવનમાં ઉતારવા અંગે વક્તવ્ય આપ્યું હતું. વિદ્યાર્થીઓને ગીતાનું શિક્ષણ આપવા તેમણે શિક્ષકોને વિનંતી કરી હતી. મહાવિદ્યાલયના આચાર્ય ડો. ગણપતિ વી. હેગડેએ ગીતાનો સાર રજૂ કર્યો. અમિતકુમાર ઝાએ પંદરમા અધ્યાયનું પઠન કર્યું હતું. કોમ્પ્યુટર શિક્ષણનાં સહાયક પ્રા. શ્રીમતી ઉપાસના મિશ્રાએ કાર્યક્રમને ઓનલાઈન રજૂ કરવામાં સહાય કરી હતી. સાહિત્યના સહાયક પ્રા. શ્રી રમેશચંદ્ર બારમોલાએ આભારવિધિ કર્યો હતો.

## ચંડીગઢ કેન્દ્ર : વિશ્વ દિવ્યાંગ દિવસ

ભવન વિદ્યાલય, ચંડીગઢે વિશ્વ દિવ્યાંગ દિન વિદ્યાર્થીઓને ચિત્રકળા સ્પર્ધા, માટીકામ વગેરે વિવિધ પ્રકારની પ્રવૃત્તિઓના માટેના ખાસ શિક્ષકો રાખી



ઊજવ્યો હતો. દિવ્યાંગ વિદ્યાર્થીઓ ખૂબ સરળતાથી ઓનલાઈન અભ્યાસમાં જોડાયા હતા અને વિદ્યાર્થીઓ ખૂબ ઉત્સાહપૂર્વક વિવિધ રસપૂર્ણ પ્રવૃત્તિઓમાં ભાગ લઈ રહ્યા છે.

## રાયપુર કેન્દ્ર : શ્રદ્ધાંજલિ

રાયપુર કેન્દ્રના સંયોજક શ્રી લલિત સુરજનજીનું ૭૪ વર્ષની વયે તા.૨ ડિસેમ્બર, ૨૦૨૦ના અવસાન થયું.



શ્રી લલિત સુરજનજી

તેઓ ઉત્કૃષ્ઠ સામાજિક કાર્યકર, કવિ, લેખક અને 'દેશબંધુ'ના મુખ્ય સંપાદક હતા. સાહિત્ય, શિક્ષણ, પર્યાવરણ, કોમી-સંવાદિતા અને વિશ્વશાંતિ ક્ષેત્રે તેમનું બહુમૂલ્ય પ્રદાન છે.

રાયપુર કેન્દ્ર સ્થાપવામાં શ્રી સુરજનજીએ અવિરત પ્રયાસ કર્યા હતા તે એમની યાદને અવિસ્મરણીય બનાવે છે. તેમના સતત સહકાર અને માર્ગદર્શનને કારણે કેન્દ્રે આજે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી છે. તેમણે છત્તીસગઢમાં ભવનની સાંસ્કૃતિક ધરોહરના પ્રચારને પ્રોત્સાહિત કરવામાં મહત્ત્વની ભૂમિકા નિભાવી હતી.

તેમના પરિવારમાં તેમનાં પત્ની અને ત્રણ પુત્રીઓ છે. ભગવાન તેમના આત્માને શાંતિ આપે.

## હૈદરાબાદ કેન્દ્ર : રાષ્ટ્રીય એકાકી ગાયકી પ્રતિયોગિતા

દ્વિશહેરી સ્તરે ભારત વિકાસ પરિષદે રાષ્ટ્રીય એકાકી સંગીત પ્રતિયોગિતાનું આયોજન કર્યું હતું. જેમાં બન્ને શહેરની ૫૭ સંસ્થાઓમાંથી ૧૬૫ વિદ્યાર્થીઓએ ભાગ લીધો હતો. ભવન્સ આત્માકુરી રામારાવ સ્કૂલની, બાળકોનાં જૂથમાં હિન્દી અને તેલુગુ ગીતો માટે ધોરણ-૬ની જી. લક્ષ્મી કૃથિ વિદ્યાર્થીનીએ પ્રથમ પારિતોષિક મેળવ્યું. ધોરણ-૧૦ની શર્મિષ્ઠાએ જુનિયર સ્તરમાં પ્રથમ પારિતોષિક મેળવ્યું અને ધોરણ-૯ના વી.એસ. શંશાકે ત્રીજું ઇનામ મેળવ્યું હતું.

## પંચકુલા કેન્દ્ર : ગુરપુરબની ઉજવણી

ભવન વિદ્યાલય, પંચકુલાએ ગુરપુરબની ઉજવણી શ્રદ્ધા અને ભક્તિભાવ સાથે કરી હતી. શાળાએ ગુરુ નાનક દેવના સંવાદિતા, નમ્રતા અને સમાનતાના સંદેશાનો પ્રચાર કરી તેમને શ્રદ્ધાંજલિ અર્પી હતી. આ પ્રસંગે ગુરુ સાહિબના જીવન આધારિત ફિલ્મ દર્શાવાઈ હતી. સંગીત શિક્ષકોએ 'શબદ'નું પઠન કર્યું હતું. ધો. ૧૧ અને




૧૨ના વિદ્યાર્થીઓએ સખાવત દ્વારા આ ઉજવણી સાર્થક કરી હતી. ભવન ચેતના ગ્રુપનાં વંચિત બાળકોને અનાજ અને માસ્કનું વિતરણ કરી દિવસ ઊજવ્યો હતો.

ઉપસ્થિતોમાં પ્રસાદ વિતરિત કરવામાં આવ્યો હતો.

**"નવનીત સમર્પણ"** સામયિકની માલિકી તથા બીજી વિગતોને લગતું ફેબ્રુઆરીની છેલ્લી તારીખ પછીના પ્રથમ અંકમાં પ્રકટ કરવાનું નિવેદનઃ

# ફૉર્મ ૪ [નિયમ ૮મો]

| | | |
|---|---|---|
| ૧. **પ્રકાશનનું સ્થળ** | | મુંબઈ |
| ૨. **પ્રકાશનનો ગાળો** | | માસિક |
| ૩. **મુદ્રકનું નામ** | | પી. વી. શંકરનકુટ્ટી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | ભારતીય વિદ્યા ભવન, કુલપતિ ક. મા. મુનશી માર્ગ, મુંબઈ-૭. |
| ૪. **પ્રકાશકનું નામ** | | પી. વી. શંકરનકુટ્ટી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | ભારતીય વિદ્યા ભવન, કુલપતિ ક. મા. મુનશી માર્ગ, મુંબઈ-૭. |
| ૫. **સંપાદકનું નામ** | | દીપક દોશી |
| | રાષ્ટ્રીયતા | ભારતીય |
| | સરનામું | ભારતીય વિદ્યા ભવન, કુલપતિ ક. મા. મુનશી માર્ગ, મુંબઈ-૭. |
| ૬. **વર્તમાનપત્રની માલિકી ધરાવનાર વ્યક્તિઓનાં અને કુલ મૂડીના એક ટકાથી વધુ શેર ધરાવનાર શેરહોલ્ડરો કે ભાગીદારોનાં નામ અને સરનામાં :** | | ભારતીય વિદ્યા ભવન, સોસાયટી રજિસ્ટ્રેશન એક્ટ ૨૧ (૧૮૬૦) તથા મુંબઈ પબ્લિક ટ્રસ્ટ એક્ટ (૧૯૫૦) નં. એફ. ૩૫૮ (મુંબઈ) અનુસાર રજિસ્ટર્ડ. |

પ્રમુખઃ
**શ્રી સુરેન્દ્રલાલ જી. મહેતા**

ઉપપ્રમુખઃ
**શ્રી બનવારીલાલ પુરોહિત**

હું પી. વી. શંકરનકુટ્ટી આ દ્વારા જાહેર કરું છું કે ઉપર અપાયેલી વિગતો મારી જાણ અને સમજ મુજબ બરાબર છે.

**પી. વી. શંકરનકુટ્ટી**
પ્રકાશકની સહી

માર્ચ ૨૦૨૧

# આ અંકના લેખકો

**સુભાષ ભટ્ટઃ** 'સરાય' સી 1105/6, રામનગર, કાળવીબીડ, ભાવનગર-364 002.

**હેમન્ત દવેઃ** રામગિરિ, પિજ માર્ગ, નડિયાદ-387002. email: nasatya@gmail.com

**રઘુવીર ચૌધરીઃ** એ-6, પૂર્ણેશ્વર, ગુલબાઈ ટેકરા, અમદાવાદ-380 015.

**લલિત ત્રિવેદીઃ** શિવકૃપા, 1 વૈશાલી નગર, રૈયા રોડ, રાજકોટ-360007. મો. 9879750450

**રઈશ મનીઆરઃ** 6-બી, રતનસાગર એપાર્ટમેન્ટ, ચાંદની ચોકની બાજુમાં, પીપલોદ, સુરત-395004.

**ભરત ભટ્ટઃ** કશ્મિર પ્લોટ, ઉપનિષદ. મુ.પો.ટાણા-364260 તા. સિહોર, જિ. ભાવનગર.

**રિષભ મહેતાઃ** 35-બી, સમ્રાટનગર, બામરોલી રોડ, ગોધરાઃ 389 001. ફોનઃ 098250 32201

**કમલ વોરાઃ** એ-403, પારસનાથ, વલ્લભબાગ લેન, ઘાટકોપર (ઈસ્ટ), મુંબઈ-77

**જગદીપ ઉપાધ્યાય :** 'હરિગીત' 66, વૃંદાવન પાર્ક. વાંકાનેર જિ.મોરબી. - 363621.

**ડૉ. પન્ના ત્રિવેદીઃ** આસિ. પ્રોફેસર, ગુજરાતી વિભાગ. વીર નર્મદ દક્ષિણ ગુજરાત યુનિ., ઉધના મગદલ્લા રોડ, સુરત - ૩૯૫૦૦૭.

**કુશલ ખન્ધારઃ** એ-43, હાઈવે એપાર્ટમેન્ટ્સ, ઈસ્ટન એક્સપ્રેસ હાઈવે, સાયન (ઈ), મુંબઈ-400 022.

**હિમાંશી શેલતઃ** સખ્ય, 18 મણિબાગ, ધરમપુર રોડ, અબ્રામા, વલસાડ-396007. મો. 93758249

**ડૉ. ભાલચન્દ્ર હ. હાથી :** 677, વાસ્તુનિર્માણ સોસાયટી, સેક્ટર - 21. ગાંધીનગર. 382 021. મો. 94278 18473.

**હેમંત સોલંકીઃ** જીએસઈએન્ડસી મુંબઈ પ્રાઈવેટ લિ, મેકેનિકલ સ્ટેટિક ડિપાર્ટ. બીજો માળ, ડી-વિંગ, જોલી બોર્ડ ટાવર આય-થિંક ટેક્નો. કેમ્પસ, કાંજુર માર્ગ (ઈસ્ટ), મુંબઈ-42

**આરાધના ભટ્ટઃ** aradhanabhatt@yahoo.com.au

**રવીન્દ્ર પારેખઃ** 1, યુનિયનધારા, મોદી બંગલો, અઠવાલાઈન, સુરત-395 007.

**પ્રવીણસિંહ ચાવડાઃ** 212, વૃંદાવન-2, ડી-માર્ટની સામે, સેટેલાઈટ રિંગ રોડ, અમદાવાદ-380 015.

**દીપક જોશીઃ** એ/6, પ્રમુખ જિયોન બંગ્લોઝ, પ્રમુખનગર રોડ, સરગાસણ, ગાંધીનગર-382 421. મો. 99784 05662

**વીનેશ અંતાણીઃ** વિલા નં. 2-25, રિચમોંડ વિલાસ, સેકન્ડ ફેસ, સન સિટી, બાંદલાગુદા જાગર, હૈદરાબાદ. 500 086. (મો.) 98255 20660

**અનિલ જોશીઃ** joshi.r.anil@gmail.com

**પૂર્વી મોદી મલકાણઃ** યુ.એસ એ. purvimalkan@yahoo.com

**અમી ભાયાણીઃ** 19, ગોલ્ડ વિલા, આકૃતિ સોસાયટી, બાવડિયા કલાન, ભોપાલ, મધ્યપ્રદેશ-462026.

**નીલેશ રાણાઃ** ncrana@hotmail.com

**અશોક પટેલઃ** 1110, દવે સ્ટ્રીટ , ગણદેવી- 396360, જિ. નવસારી, ગુજરાત. 9825726431

**શરીફા વીજળીવાળાઃ** બી/402, વૈકુંઠ પાર્ક એપાર્ટમેન્ટ, કોઝ વે રોડ, તાડવાડી, રાંદેલ, સુરત-395009.



# વોટ્સએપ

☐ સં. શરીફા વીજળીવાળા

ભારતમાં એક જ સ્માર્ટ સિટી એવું છે જ્યાં કોરોના, કે ડેંગ્યુ નથી ફેલાયા. કયું? અરે ધોલેરા.



ભૂરાના બાપા પરિણામના દા'ડે એને મારી બેઠા. બે સણસણાવીને દીધા પછી કહે : 'ગધેડા, આખા જિલ્લાનું પરિણામ 48 ટકા છે ને તારે 86 ટકા આવ્યા જ કઈ રીતે?'



વર્ષોના સંશોધન પછી પતિ-પત્ની વચ્ચેની લડાઈનું કારણ શોધી કઢાયું. એ કારણ છે બ્રાહ્મણ. એણે જ ફેરા ફેરવતી વખતે આગમાં ઘી હોમ્યું હતું...



વીજળી કંપનીના ઇન્ટરવ્યુમાં :

મેનેજર : એક સાથે ત્રણ કે ચાર ફીડર બંધ થઈ જાય. પોણા શહેરમાં અંધારપટ થઈ જાય તો તમે સૌ પહેલાં શું કરશો?

રસિક : હું... હું સૌ પહેલાં હેલ્પલાઈન બંધ કરી દઈશ!

મેનેજર : તો વહાલા આવી જાઓ! તમારા જેવાની જ જરૂર છે!



શિક્ષક : બોલ ભૂરિયા, ખોળાના ખૂંદનારાને અંગ્રેજીમાં શું કે'વાય?

ભૂરો : કાં મોબાઈલ ને કાં લેપટોપ. કારેક કારેક ટેબ્લેટ પણ હોય.






# હાસ્યેન સમાપયેત

ગર્લફ્રેંડ : ''મારી બર્થડે ગિફ્ટ ક્યાં છે?''

બોયફ્રેંડ : ''આ સામે કાર નથી દેખાતી?''

ગર્લફ્રેંડ : ''અરે વાહ, શું કલર છે?''

બોયફ્રેંડ : ''બસ, એ જ કલરની તારા માટે લિપસ્ટિક લાવ્યો છું.''



એક ભાઈ પોતાના પાંચ વર્ષના દીકરાને લઈ દવાખાને આવ્યા.

''ડોક્ટર સાહેબ, મારો દીકરો ઘરની ચાવી ગળી ગયો છે.''

ડોક્ટર : ''ચાવી ગળ્યાને કેટલો વખત થયો?''

''લગભગ દસ દિવસ થયા.''

ડોક્ટર : ''અને એને લઈને તમે ઠેઠ આજે આવો છો?''

''હા, અમારી પાસે એક એક્સ્ટ્રા ચાવી હતી એટલે ચાલ્યું, પણ આજે એય ખોવાઈ ગઈ!''



ઓફિસ જતી વખતે કૂતરો સૂતો હોય.

ઓફિસથી આવતી વખતે પણ કૂતરો સૂતો હોય તો,

સમજવું કે તમારી જિંદગી કૂતરા કરતાંય બદતર થઈ ગઈ છે.



મોંટુ: ''અરે કોઈ લગ્ન કરીને લખપતિ બની શકે?''

ચિંટુ: ''કેમ ન બની શકે, માત્ર પતિ પહેલાં કરોડપતિ હોવો જોઈએ.''

Printed and Published by P.V. Sankarankutty on behalf of Bharatiya Vidya Bhavan, printed at Siddhi Printers, 13/14 Bhabha Bldg, Khetwadi 13th Lane, Mumbai-400 004 and published for Bharatiya Vidya Bhavan, K. M. Munshi Marg, Chowpatty, Mumbai-400 007.

**Editor : Deepak Doshi**



ISBN 978-81-7276-581-1
9 788172 765811 >

Total Pages 140
Date of Publication : 23rd of every previous month
R.N.I. 35887/80 Registered No. MCW / 110 / 2021-2023 Posted on Mumbai Patrika
Channel Sorting Office Mumbai-400 001 on 27th & 28th of every previous month.